કંઇક

આ એક નવી ઢબનું પુસ્તક રજુ થઇ રહ્યું છે

આ પુસ્તકમાં મોટા ભાગની વસ્તુઓ 'સંચય' રૂપ છે 'સંચય' ઘણા જુદા જુદા પુસ્તક અને લેખમાંથી કરાયેલ છે છતાં ભાવોને દરેક ઠેકાણે નવીન ઢંગથી રજુ કરવામાં આવી છે

આમાં 'સંચય' કાર પોતાના દરેક ભાવો પ્રભુથી નવકારને અર્પણ કરી પોતે શાંતિ અનુભવવી એ દેખાડવાને મહદ્ પ્રયાસ કર્યો છે

પ્રેમ અને વિરહ આ બે ભાવો વધુ ઝળકતા જણાય છે

જેમાંથી 'સંચય' કરવામાં આવેલ છે તે એકાદુ પુસ્તક નથી અર્થાત્ ઘણા છે એટલે નામો આપવા પ્રયાસ નથી કર્યો છતાં એ સૌ સ્નેહી લેખક મહાશયોનો 'સંચય' કારે વિશાળ હૃદયથી આભાર માન્યો છે અને સૌજન્યતા દાખવી છે સાથો સાથ એ સૌ અન્તરથી આનંદ અનુભવશે એવી અપેક્ષા પણ રાખી છે

શ્રી નવકારના સ્નેહી આત્માઓને આમાં નવલો (?) મળશે એવી મધુર આશા પ્રકટ કરું છું

ભૂલ બદલ ક્ષમા
પ્રકાશક

## ઉચિત

પરમપૂજ્ય સુશ્રદ્ધેય ત્યાગમૂર્તિ દેશનાદક્ષ તપોનિષ્ઠ ગુણગરિષ્ઠ આચાર્યદેવેશ શ્રીવિજય ભક્તિસૂરીશ્વરજી મહારાજશ્રીના આજ્ઞાવર્તિની તપસ્વિની સાધ્વીજી શ્રી સુમંગલાશ્રીજીએ કરેલ, પરમ મંગલકારી સકલશાસ્ત્રઉપનિષદભૂત સુખનિસ્યન્દ મહામહિમ મંત્રાધિરાજ શ્રી નવકાર મહામંત્રના નવલક્ષ જાપની પૂર્ણાહૂતિના સુમંગલ પ્રસંગે આ મનોહર સંચય પ્રકાશનતાને પામે છે અને સમર્પણ પ્રેમ શ્રદ્ધા તેમજ કરૂણાની સંજીવનીઓના સંમિશ્રણથી સંયુક્ત આ મંજુલ સંચય શ્રી નવકાર પ્રેમી આત્માઓ ઉમળકાભેર અપનાવશે એજ

મંગલ ઝંખના

# અર્ઘ્ય

સ્નેહમૂર્તિ નવકાર!

તારી સ્નેહ-વતા ભરી કરુણાએ
સુપ્ત એવા મારા મનને જાગ્રત કર્યો!
એ કરુણાએ મારી કને
ચૂંટાએલા પુષ્પ-ગુચ્છ સમું આ
વખાણ અર્પિત કરાવ્યું છે!!

માટે આ અર્ઘ્ય કોને અર્પણ કરવું?

તારી કરુણાએ મને આપ્યું છે!
તારી કરુણાને હું આપું છું!!

બાળ

સ્નેહરશ્મિ

એક વખત આવો ભાવ પ્રભુ-નવકારને આપી જુઓ !

એથી તમારામાં ચેતના પ્રગટશે !

સત્ય જણાશે ! !

શાન્તિનો શ્વાસ ઉતરાશે ! ! !

વળી તમે આ શબ્દોને વધુ કહું છું અને વધુ સમજણ સાથે પૂર્વક વાંચો તો તમારા નેત્રોમાં જળદળીયાં ... પણ આંસુના બિંદુઓ ટપકે.

શું જીવનમાં તમે કદી આંસુ નથી સાર્યાં ?

પાલક પિતાના વિયોગમાં કેટલાં આંસુ સારો છો ?

પ્રિય પુત્રની વિદાયમાં કેવું ગમગીની ભર્યું રડો છો !

પ્રેમાળ પ્રિયતમાના વિરહમાં છાનામાના પણ બોર જેવડાં આંસુડાં પાડો છો કે નહિ ?

આવા આવા વિરહ-વિયોગના દુઃખ પ્રસંગે તમે જે આંસુ સાર્યાં એને ભેગાં કર્યાં હોત તો [illegible] ભરાઈ જાત ! ! !

પણ શું -

કૃપાળુ પરમાત્માના વિરહમાં બે આંસુ ટપક્યાં છે ? ના

તો હવે-

તમે સાક્ષાત પ્રભુના વિરહ દુઃખ માટે રો !

તારક શ્રી નવકારના વિરહમાં આંસુ સારો ! !

આ આંસુઓના બિંદુઓથી તમારા

રાગદ્વેષના ભડકા બુઝાઈ જશે !

વૈર વિરોધની આગ ઓલવાઈ જશે ! !

## મંગલ પ્રાર્થના

જે દ્રષ્ટિ પ્રભુદર્શન કરે તે દ્રષ્ટિને પણ ધન્ય છે
જે જીભ જિનવરને સ્તવે તે જીભને પણ ધન્ય છે,
પીયે મુદા વાણી સુધા તે કર્ણ યુગને ધન્ય છે,
તુજ નામ મંત્ર વિશદ ધરે, તે હૃદયને નિત ધન્ય છે

મારા આત્મના શિરદાર ! હે જગદીશ ! તું એકજ સદા,
મુજને મળ્યો તું સકલ મનને ઇષ્ટ આપ નપદા;
હે નાથ ! નિજ સેવક ગણી મુજને સ્વીકારો સ્નેહથી
તુનના ધરૂ હું તાહરી ઉત્કર્ષ પામુ જેહથી

નમિએ શ્રી જિનરાજ આજ તમને, દેવો તણા દેવ હે,
વિનવિએ તુમ આગળે કરગરી આપો પ્રભુ ! સેવ હે
તુમ દર્શન વિણ બહુ દુઃખ લહ્યા ચારે ગતિને વિષે,
પૂર્ણ ભાગ્ય ઉદય થકી પ્રભુ મળ્યા, ધ્યાવું તને અહર્નિશે

સુણ્યા હશે પૂજ્યા હશે નીરખ્યા હશે પણ કો ક્ષણે,
હે જગતબંધુ ! ચિત્તમાં ધાર્યા નહિ ભક્તિ પણે
જન્મ્યો પ્રભુ ! તે કારણે દુઃખ પ્રામ હું ન નાન્મા,
હા ! ભક્તિ તે ફળતી નથી જે ભાવ શૂન્યાચારમાં

## મંગલ પ્રાર્થના

જે દૃષ્ટિ પ્રભુદર્શન કરે તે દૃષ્ટિને પણ ધન્ય છે
જે જીભ જિનવરને સ્તવે તે જીભને પણ ધન્ય છે,
પીયે મુદા વાણી સુધા તે કર્ણયુગને ધન્ય છે,
તુજ નામ મંત્ર વિશદ ધરે, તે હૃદયને નિત ધન્ય છે

બહુ આસના ગિરધાર! હે જગદીશ! તું એકજ સદા,
મુજને મળ્યો તું સકલ મનના દુઃખ કાપનાર;
હે નાથ! નિજ સેવક ગણી મુજને સ્વીકારો સ્નેહથી,
તુજના ધરૂં હું તાહરી ઉર પ પામું જેહવી

નમિએ શ્રી જિનરાજ આજ તમને, દેવો તણા દેવ હે,
વિનવિએ તુમ આગળે કરગરી આપો પ્રભુ! સેવ હે
તુમ દર્શન વિણ બહુ દુઃખ લહ્યા ચારે ગતિને વિષે,
પૂર્ણ ભાગ્ય ઉદય થકી પ્રભુ મળ્યા, ધ્યાવું તને અહર્નિશે

સુણ્યા હશે પૂજ્યા હશે નીરખ્યા હશે પણ કો ક્ષણે,
હે જગતબંધુ! ચિત્તમાં ધાર્યા નહિ ભક્તિ પણે;
જન્મ્યો પ્રભુ! તે કારણે દુઃખ પાત્ર હું સંસારમાં,
હા! ભક્તિ તે ફળતી નથી જે ભાવ શૂન્યાચારમાં

## મંગલ પ્રાર્થના

જે દૃષ્ટિ પ્રભુદર્શન કરે તે દૃષ્ટિને પણ ધન્ય છે
જે જીભ જિનવરને સ્તવે તે જીભને પણ ધન્ય છે,
પીયે મુદા વાણી સુધા તે કર્ણ યુગને ધન્ય છે,
તુજ નામ મંત્ર વિશદ ધરે, તે હૃદયને નિત ધન્ય છે

મહા આશના ગિરનાર! હે જગદીશ! તું એકજ સદા,
મુજને મળ્યો તું સકલ મનને હર્ષ આપ નપદા,
હે નાથ! નિજ સેવક ગણી મુજને સ્વીકારો સ્નેહથી
તુજના ઘરે હું તાહરી રૂપ પામું જેહવી

નમિએ શ્રી જિનરાજ આજ તમને, દેવો તણા દેવ હે,
વિનવિએ તુમ આગળે કરગરી આપો પ્રભુ! સેવ હે
તુમ દર્શન વિણ બહુ દુઃખ સહ્યા, ચારે ગતિને વિષે,
પૂર્ણ ભાગ્ય ઉદય થકી પ્રભુ મળ્યા, ધ્યાવું તને અહર્નિશે

સુણ્યા હશે પૂજ્યા હશે નીરખ્યા હશે પણ કો ક્ષણે,
હે જગતબંધુ! ચિત્તમાં ધાર્યા નહિ ભક્તિ પણે
જન્મ્યો પ્રભુ! તે કારણે દુઃખ પ્રાસ હું સંસારમાં,
હા! ભક્તિ તે ફળતી નથી જે ભાવ શૂન્યાચારમાં

આમાં અંતે અંદર આગન્તુક મૃત્યુદેવ સાથે મિત્રની જેમ વાતો કરી છે અને માનવીએ મૃત્યુથી ના બીવું પણ મિત્ર-બંધુ માની ભેટવું એ કથિત કર્યું છે

મોતની વેળાએ પ્રભુ નવકારને ન વિસરવા એ એક ઝાંખી એમાં સમાએલી છે

મધપૂડા જેવા મીઠા આ સંગ્રહમાં ઘણા મહાનુભાવોના પુસ્તક લેખ વિગેરેનું આચમન લેવાયું છે એમના પ્રત્યે કૃતજ્ઞતા દર્શાવી હૃદય હળવું કરું છું !!!

અન્ય મહાનુભાવોના પુસ્તકને જો તમે ઝાડની ઉપમા આપો તો આને પુષ્પની ઉપમા આપજો !!

અને જો એમને પુષ્પની સાથે સરખાવો તો આને મધુબિંદુ સાથે સરખાવજો !!!

કારણ કે

આમાં અનેક છોડવાઓમાંથી પુષ્પો ચૂંટી એકઠાં કર્યાં છે અથવા તો એ અનેક પુષ્પોમાંથી મધુર મધુ લીધું છે

પ્રશાન્ત પરમાત્માને ભેટવા દેનાર શ્રી નવકારની કરુણાએ આ કામ કર્યું છે એ સ્નેહધેની કરુણાને મારા વંદન !!!

૨૦૨૦ પોષ દશમી
સિદ્ધક્ષેત્ર }, સ્નેહરશ્મિ

## મંગલ પ્રાર્થના

જે દ્રષ્ટિ પ્રભુદર્શન કરે તે દ્રષ્ટિને પણ ધન્ય છે
જે જીભ જિનવરને સ્તવે તે જીભને પણ ધન્ય છે,
પીયે મુદા વાણી સુધા તે કર્ણ યુગને ધન્ય છે,
તુજ નામ મંત્ર વિશદ ધરે, તે હ્રદયને નિત ધન્ય છે

મહુ આત્મના શિરદાર ! હે જગદીશ ! તુ એકજ સદા,
મુજને મળ્યો તુ સકલ મનને દઇ આપે સંપદા;
હે નાથ ! નિજ સેવક ગણી મુજને સ્વીકારો સ્નેહથી
તુલના વડે હુ તાહરી સ્વરૂપ પામુ જેહથી

નમિએ શ્રી જિનરાજ આજ તમને, દેવો તણા દેવ હે,
વિનવિએ તુમ આગળે કરગરી આપો પ્રભુ ! સેવ હે
તુમ દર્શન વિણ બહુ દુઃખ લહ્યા ચાર ગતિને વિશે,
પૂર્ણ ભાગ્ય ઉદય થકી પ્રભુ મળ્યા, ધ્યાવું તને અહનિશે

સુણ્યા હશે પૂજ્યા હશે નીરખ્યા હશે પણ કો ક્ષણે,
હે જગતબંધુ ! ચિત્તમા ધાર્યા નહિ ભક્તિ પણે,
જન્મ્યો પ્રભુ ! તે કારણે દુખ પાત્ર હુ સંસારમા,
હા ! ભક્તિ તે ફળતી નથી જે ભાવ શૂન્યાચારમા

## મંગળ ભાવના

મૈત્રી ભાવનુ પવિત્ર ઝરણુ, મુજ હૈયામા વહ્યા કરે,
શુભ થાઓ આ સકલવિશ્વનુ એવી ભાવના નિત્ય રહે

ગુણથી ભરેલા ગુણિજન દેખી, હૈયુ મારૂ નૃત્ય કરે,
એ સંતોના ચરણ કમલમા મુજ જીવનનુ અર્ધ્ય રહે

દીન હીન ને ધર્મ વિહોણા, દેખી દિલમા દર્દ રહે,
કરુણા ભીની આખોમાથી અશ્રુનો શુભ શ્રોત વહે

માર્ગ ભૂલેલા જીવનપથિકને, માર્ગ ચિંધવા ઉભો રહુ,
કરે ઉપેક્ષા એ મારગની તોયે સમતા ચિત્ત ધરૂ

सर्वेऽपि सुखिन सन्तु सर्वे सन्तु निरामया ।
सर्वे भद्राणि पश्यन्तु, मा कश्चिद् दुखभाग् भवेत् ॥

सर्वत्र सर्वे सुखिनो भवन्तु,
सर्वत्र सर्वे गुणिनो भवन्तु ।
सर्वत्र सर्वे कृतिनो भवन्तु,
सर्वत्र सर्वे शमिनो भवन्तु ॥

## અમળ ભાવના

મૈત્રી ભાવનું પવિત્ર ઝરણું, મુજ હૈયામાં વહ્યા કરે,
શુભ થાઓ આ સકલવિશ્વનું એવી ભાવના નિત્ય રહે

ગુણથી ભરેલા ગુણિજન દેખી, હૈયું મારૂં નૃત્ય કરે
એ સંતોના ચરણ કમલમાં મુજ જીવનનું અર્ઘ્ય રહે.

દીન હીન ને ધર્મ વિહોણા, દેખી દિલમાં દર્દ રહે,
કરુણા ભીની આંખોમાંથી અશ્રુનો શુભ સ્રોત વહે

માર્ગ ભૂલેલા જીવનપથિકને, માર્ગ ચિંધવા ઉભો રહું
કરે ઉપેક્ષા એ મારગની તોયે સમતા ચિત્ત ધરૂં

सर्वेऽपि सुखिन सन्तु सर्वे सन्तु निरामया ।
सर्वे भद्राणि पश्यन्तु मा कश्चिद् दुखभाग् भवेत् ॥

सर्वत्र सर्वे सुखिना भवन्तु
सर्वत्र सर्वे गुणिना भवन्तु ।
सर्वत्र सर्वे कृतिना भवन्तु,
सर्वत्र सर्वे शमिना भवन्तु ॥

# અ નુ ક્ર મ ણિ કા



## વિભાગ ત્રીજો

### ચૈત્યવંદનો



### સ્તુતિઓ

## શ્રી નવપદના ચૈત્યવંદનો



## સ્તવનો

## સજ્ઝાયો



આટલો સગ્રહ કરવામા કે લખાણમા પરમ ઉપકારી જિનેશ્વર પરમાત્માની આજ્ઞા વિરૂદ્ધ કાઇ લખાણ હોય તો ત્રિવિધે ત્રિવિધે મિચ્છામિ દુક્કડ સત્ત્વ ગુણશીલ મહાનુભાવો ભૂલની પરિમાર્જના કરી સમ્યગ શુદ્ધિ કરી વાચે–સમજે એજ મ ગલ અભ્યર્થના

## પરમપૂજ્ય શાંતમૂર્તિ તપોનિષ્ઠ પૂજ્યપાદ આચાર્યદેવ શ્રી વિજયભક્તિસૂરીશ્વરજી મહારાજશ્રીના આજ્ઞાવર્તિની તપસ્વિની સાધ્વીજી શ્રી સુમંગલાશ્રીજીના સદુપદેશથી આ પુસ્તકમાં સહયોગ દેનારા મહાનુભાવોની શુભ નામાવલી.



| રકમ | નામ | ગામ |
|---|---|---|
| ૧૫૧) | શ્રી ચીનાચંદભાઈના સુપુત્રી શ્રી અણુબેન | મહેસાણા |
| ૧૦૧) | ,, બાબુભાઈના ધર્મપત્ની શ્રી ચંદ્રાબેન | ખડકી |
| ૧૦૧) | ,, વખ્તાવરમલજીના ધર્મપત્ની શ્રી રતનબેન | સાદડી |
| ૧૦૧) | ,, વીરચંદભાઈના ધર્મપત્ની શ્રી સમરથબેન | એવલા |
| ૧૦૧) | ,, કુલચંદભાઈના ધર્મપત્ની શ્રી લીલાબેન | પૂના |
| ૧૦૧) | ,, કેશવલાલભાઈના ધર્મપત્ની શ્રી શણગારબેન | ,, |
| ૧૦૧) | ,, સંઘવી સૂરજમલજીના ધર્મપત્ની શ્રી લીલીબેન | ,, |
| ૫૧) | ,, વાલચંદભાઈના ધર્મપત્ની શ્રી અણુબેન | ,, |
| ૫૧) | ,, દલીચંદભાઈના ધર્મપત્ની શ્રી સુંદરબેન | ,, |
| ૫૧) | ,, ઠો. મવજીના ધર્મપત્ની શ્રી ભીખીબેન | ,, |
| ૫૧) | ,, જીવરાજભાઈના ધર્મપત્ની શ્રી નર્મદાબેન | ભાવનગર |
| ૫૧) | ,, નરસિંહભાઈના ધર્મપત્ની શ્રી સમજુબેન | મોશારોડ |

| રકમ | નામ | ગામ |
|---|---|---|
| ૫૧) | સુશ્રાવિકા શ્રી જેઠીબેન | પૂના |
| ૫૧) | સુશ્રાવિકા શ્રી ચચળબેન | ,, |
| ૫૧) | સુશ્રાવિકા શ્રી મગીબેન | ,, |
| ૫૧) | શ્રી વાલચદજીના ધર્મપત્ની શ્રી ગટુબેન | સાદડી |
| ૫૧) | ,, હસ્તીમલજીના ધર્મપત્ની શ્રી પાનીબેન | ,, |
| ૫૦) | ,, રતિચદભાઇના ધર્મપત્ની શ્રી સોનીબેન | નેમચીયા |
| ૩૧) | ,, ઝવેરચદજીના ધર્મપત્ની શ્રી કુવીબેન | સાદડી |
| ૩૧) | ,, હરખચદના ધર્મપત્ની શ્રી ઝવેરીબેન | લીંબડી |
| ૩૧) | ,, પૂનાનિવાસી શ્રાવિકાઓ તરફથી | પૂના |
| ૩૧) | ,, પ્રેમજીભાઈના ધર્મપત્ની નિર્મલાબેન | મલાડ |
| ૨૫) | ,, ગજરાજજીના ધર્મપત્ની શ્રી વસતાબેન | ,, |
| ૨૫) | ,, ઉત્તમચદજીના ધર્મપત્ની શ્રી રૂપીબેન | તલેગામ |
| ૨૫) | ,, લલ્લુભાઈના ધર્મપત્ની શ્રી ચચળબેન | ભરૂચ |
| ૧૫) | ,, કુદનમલજીના ધર્મપત્ની શ્રી પાનીબેન | સાદડી |
| ૧૫) | ,, જ્ઞાનખાતાના હસ્તે ધીરજબેન | સાયન |

૫૧) શ્રી નાગજીભાઈના ધર્મપત્ની શ્રી નવલબેન શાતાકુઝ
૫૧) ,, પાર્શ્વમલજી શાના ધર્મપત્ની શ્રી મીશ્રીબેન સોજત
૫૧) ,, પન્નાલાલ ભણશાલીના ધર્મપત્ની શ્રી ગુમાનબેન પાલી



# શુ દ્ધિ પ ત્ર ક

## વિભાગ પહેલો

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૨૨ | ૨૦ | ગનહો | ગ્નેહે |
| ૨૫ | ૧૪ | યશે | વશે |
| ૩૮ | ૧ | ગીરી | ગારી |
| ૪૭ | ૧૮ | સેવળ | સેવકો |
| ૪૬ | ૭ | હરખે | હરખ |
| ૪૯ | ૧૬ | આત્મ૦ | આત્મસમ૦ |
| ૬૧ | ૫ | જાતએ | જોઇએ |

## વિભાગ ત્રીજો

| પૃષ્ઠ | પંક્તિ | શુદ્ધ | અશુદ્ધ |
|---|---|---|---|
| ૫ | ૧૭ | અજન | અ જન |
| ૮ | ૯ | પ્રતધારી | ધરબારી |
| ૯ | ૬ | શેલડી | શેલડી |
| ૧૦ | ૧૫ | સેનગિં | સેનસૂરિંદ |
| ૧૨ | ૧૮ | તેરે | તેર |
| ૧૩ | ૧૩ | દુરિયારી | દુરિયારી |
| ૧૪ | ૩ | રાસ | રામ |
| ૧૪ | ૧૭ | કુણતોલ | કુણતોને |
| ૧૬ | ૧૧ | સુખ | સુખ |

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૨૯ | ૬ | સનેહેની રે | સનેડી રે |
| ૩૭ | ૧૫ | ચવીને | સવિને |
| ૩૯ | ૧૫ | કુબે | કુને |
| ૪૪ | ૨૧ | થાયે | થાપે |
| ૪૭ | ૧૨ | રીઝથી | રીઝથી |
| ૪૮ | ૫ | સ્લામી | સ્વામી |
| ૪૮ | ૧૪ | ભુ.ા | ભુડા |
| ૫૩ | ૪ | મદિર | મ ર |
| ૫૪ | ૧૫ | તરવરની | તરવારની |
| ૫૪ | ૫ | થકી | થકા |
| ૫૬ | ૧૯ | હસારી | હમારી |
| ૫૯ | ૭ | •ગણે | સમગણે |
| ૬૧ | ૬ | અભ્યાબે | અભ્યાસે |
| ૬૩ | ૯ | સુરનર | સુરનર |
| ૬૪ | ૧૧ | નમિસાથ | નમિનાથ |
| ૬૫ | ૧૧ | હો૦ | હો કરવી૦ |
| ૬૬ | ૩ | જિવર | જિનવર |
| ૭૭ | ૨ | જેનો | શીનો |
| ૭૭ | ૭ | જેવા | જેવો |
| ૭૮ | ૭ | પકજ | પ કજ |
| ૭૮ | ૧૮ | મનાયો | મનાવો |
| ૭૯ | ૫ | વિતા | વિના |
| ૭૯ | ૧૦ | ઘણુ | ઘણું |



# વિભાગ પહેલો

त्वं मे माता पिता नेता, देवो धर्मो गुरु परः ।
प्राणा स्वर्गापवर्गश्च सत्त्व तत्त्व गतिर्मति ॥

## પ્રિયતમ ! પ્રભો !! નવકાર !!!

મારે મન તો તુ જ માત તાત નાથ દેવ ધર્મ ગુરુ
સર્વસ્વ પ્રાણ સ્વર્ગ મોક્ષ સત્ત્વ તત્ત્વ શરણ અને મતિ છે !

અથવા તો

જગતમા જે સુદર છે એ તુ જ છો. !!

" પરમાત્મા-નમસ્કારને તમે તમારા અંતઃકરણને
આપી, આ કરુણતા અને સ્નેહભર્યાં ગદ્ય-ગીતો
વાંચો એથી તમને વાસ્તવિક સંવેદના લાધશે "

# વંદના

**વિશ્વમિત્ર ! નમસ્કાર ! ! !**

તને વંદના !

તને વંદના કરનાર તો ઘણા ઘણા છે !
વિશ્વના બધા જીવો એક યા બીજે પ્રકારે તને વંદના કરે છે ! !

મિત્ર નમસ્કાર !

મારી વંદના તારા ચરણે સ્પર્શશે ?
બધાની વંદનામાં એ ખોવાઈ તો નહિ જાય ને ?
મારી વંદનાનો અવાજ તારા કાને પહોંચશે ?
તું મારી વંદનાને સાંભળીશ ?

તું સાંભળ કે ન સાંભળ,
મારે એ નથી જોવાનું !

મારી પવિત્ર ફરજ માત્ર એટલી કે તને હૃદયપૂર્વક વંદના કર્યા કરૂં બસ ! ! !

તને વંદના !
એક માત્ર વંદના ! !
ભાવ ભીની વંદના ! ! !

પૂજ્યતમ ! નમસ્કાર ! !

હુ તારી પાસે એવી પ્રાર્થના લઇને નથી આવ્યો કે ‘વિપત્તિથી રક્ષા કરો’ પણ વિપત્તિઓમા ભયભીત ના બનુ એવુ તો વરદાન દે !

પોતાના દુ ખથી પીડિત ચિત્તની ‘શાત્વના’ માટે ભિક્ષા નથી માગતો પણ દુ ખો પર ‘વિજય’ મેળવું એવું તો વરદાન દે ! !

‘મને બચાવો’ આવી યાચના માટે તારે દ્વારે નથી આવ્યો પણ સ સાર સાગર તરવાની ‘શક્તિનુ’ તો વરદાન દે ' ! !

‘મારો ભાર હલ્કો કરી નાખ’ એવી વિનતિ નથી કરતો પણ ‘ભાર વહન કરવાનુ બળ’ મને મળે એવુ તો વરદાન દે ! ! ' !

સુખમા તને નત મસ્તકે સ્મરૂ અને દુ ખમા તને કદી પણ ના વિસ્મરૂ વળી આખુ જગત મારો ઉપહાસ કરે તેવા સમયે હુ તારા ઉપર શ કાશીલ ના બનુ એવુ તો રૂડુ વરદાન દે '' ' ' !

# પ્રેમ સંકેત

પ્રિયતમ ! નમસ્કાર ! !

હું જાણું છું અને માનું છું કે પાંદડે પાંદડે જે ચળક ઝળક કે કાન્તિ છે એ તારો પ્રેમ સંકેત છે !

તારા પ્રેમથી જ આ ઝાગ્યું વાદળાં વરસી જાય છે !

શીતળ અને શુદ્ધ પવન સ્પર્શી જાય છે ! !

મારામાં જે કાંઈ સારૂં દેખાય છે એ બધા જ તારા પ્રેમના સંકેતો છે !

હવે હાલે એમાંથી કાંઈક પ્રેરણા મને મળ્યા કરે છે ! !

તારૂં પ્રેમ ભર્યું મુખડું નીચે ઝુક્યું !

તારા નયનો મારા નયનોને મળ્યા ! !

મારા હૃદયે તારી પૂજા-આરતી કરી ! ! !

મારા મસ્તકે તારા ચરણો સ્પર્શ કરી રજ લીધી ! ! ! !
હું ધન્ય બન્યો ! !

આજ તારો પ્રેમ સંકેત છે ! ! !

# અનુમતિ

સ્વામિન્ ! નવકાર !!

હુ અહી ફકત તારા ગીત ગાવા આવ્યો છુ આ વિરાટ–વિશ્વમા મને તારા ગુણ ગાવાની અનુમતિ આપી દે !

પ્રભો ! આ સ સારના બીજા કોઈ પણ કામની યો યતા મારામા નથી !!

મારા નિરૂપયોગી પ્રાણ તારા જ ગીત ગાવામા મસ્ત રહે એવુ બળ મને આપી દે ! !

હૃદય કુજમા અર્ધરાત્રી જેવી નીરવતા છે !

મન મ દિરમા તારી આરતી માટે દીપમાળો પણ પ્રગટ થઈ ચૂકી છે !

આવા સમયે મને ગાવાનો આદેશ દઈ દે !

પ્રભાતની ઉષામા તારા મ ગળ ગીત ગાવા માટે અનુમતિની ભીક્ષા આપી દે !!

આપી દે ! ! !

## મારા દેવ ! નવકાર !!

પોત પોતાની શક્તિ અને ભક્તિ પ્રમાણે સૌ તને મારા-નરના ભેટણા ધરે છે !

કોઇ ધરે છે તને મોતિયોની માળા !
કોઇ ધરે છે પુષ્પો સુગંધી સુવાળા !!

કોઈ ચઢાવે છે તને મિષ્ટાન્નના થાળા !

કોઈ ચઢાવે છે ફળો સ્નિગ્ધ રસાળા !!

હું ચડાવું તને દુખે ભરી છાબડી !
તું કરૂણા ભર્યો સ્વીકારી લે જે એ છાબડી !!

પૂજ્ય ! નવકાર !! જગતમાં તો એ ન્યાય છે કે જેની પાસે જે હોય તે આપે એવી મે મારી પાસે જે હતું તે આપ્યું છે

તું પારખુ છો તો પારખી લે જે !
અને ખુશીમાં હો તો એ રાખી લે જે !!

પ્રાણપતિ ! નવકાર !!

આજે શરદ પૂનમની રાત છે!

સ્વચ્છ આકાશમા ચદ્રને જોતા મારા પ્રાણો ફરી ચચળ થઈ જાય છે !!

હુ વિચારૂ છુ કે મને તારી પાસે બેઠક મળશે ?

તારૂ ખરૂ સ્વરૂપ જોઈ શકીશ ?

મારા નયનો તારા નયનોને અનિમેષ જોઈ શકશે ખરા ? ખેર !

પણ વિચારૂ છુ કે–મારા પશ્ચાતાપના આશુ તારા ચરણોમા ચિરકાલ સ્પર્શ કરવાની આજ્ઞા તો જરૂર પ્રાપ્ત કરી શકશે !!!

વીર નવકાર ! !

મારી એક એજ પાર્થના છે !

કે તુ એક પ્રહાર કર ! પ્રહાર કર ! !

પણ

એ મારી વિષય વાસના પર !

પછી મારામા પ્રેમ અને શાન્તિના અખડ દીપ પ્રગટશે ! !

જીવનની જ્યોતિ ઝગમગશે ! ! !

# કૃપણ

## ઉદારદીલ ! દાનેશ્વરી ! ! નવકાર ! ! !

આ શુ ?

હુ તારી પાસે કેટલાય વખતથી ભીખ માગવા આવ્યો છુ !

તને જ્યા ત્યા ખોળુ છુ !
પણ તુ ના જડયો ! !

આખરે તુ મારા જ નાના ઘરના ખૂણામા ભરાઇ બેઠો હતો ! મે ખોળ્યો ! !

પકડ્યાં તારા ચરણો ! ! !

ઉભો થઇ મે મારી ઝોળી પાથરી ત્યા તે ઉચ્ચાર્યુ "ભિક્ષા દેહિ "

હું આ શું સત્ય સાભળી રહ્યો છુ ?
ભીખારી પાસે પણ ભીખ માગવી ?
આ ઉદારદીલ ? દાનેશ્વરી ? કે કૃપણ ?
ખેર ! લે આ મારી વાસનાઓ ! !
હુ હળવો થાઉ !
લે નવકાર ! લઈ જા ! ! લઈ જા ! ! લઈ જા ! !
હુ ઉદાર અને
તુ કૃપણ !

# અતિથિ

પ્રિય અતિથિ !

માનવતા મહેમાન !!

નવકાર !!!

હવે તું મારે આગણે મોંઘેરો

મહેમાન બની આવ્યો છે !

ઘણુ જ સરસ થયુ !!

મારૂ તન-ઘર સ્વચ્છ રાખીશ !

સત્યનો દીવડો પ્રગટાવીશ !

વિચારો પર વાસનાની ધૂળ નહિ લાગવા દઉં !

તુ મારો સોહામણો કામણગારો અતિથિ છે !

એટલે તારાથી ભય પામી પાપ-પલાયન થઈ ગયુ છે !

હવે દરેક કાર્યમા તારી પ્રેરણા લેવાશે !!!

# સિંહાસન

વિશ્વપતિ ! નવકાર !!

તુ ત્યા પોતાના મોટા સિંહાસન ઉપર બેઠો હતો !!

હુ અહી બેઠો બેઠો તારા ગીત ગાઈ રહ્યો હતો !!

તારા કાનો સુધી એ ગીતોની અસ્પષ્ટ ધ્વનિ પહોચી અને તુ નીચે ઉતરી મારા મન-મદિરના દ્વારના પગથીયા ઉપર આવી ઉભો રહ્યો !

તારા દરબારમા અગણિત ગુણી ગાયક છે !!

પરન્તુ મારા ગુણહીન ગીતોએ જ તારા પ્રેમને જગાડયો છે !!

વિશ્વના ગીતોમાથી એક મારા કરૂણ સ્વરે જ તારો સ્પર્શ કર્યો છે ! !

તુ વરદાન દેવા માટે ઉંચા સિંહાસન ઉપરથી ઉતરી નીચે આવ્યો અને મારા નિરવ મન-મદિરના દ્વારના પગથીયા ઉપર આવી ઉભો રહ્યો !

પણ

# એકવાર

નાથ ! વ્હાલા નાથ !!

નવકાર !!!

મારી વિનતિ તુ સ્વીકાર કર !!

એક વાર તો સ્વીકાર કર !!

મારા મન-મદિરમા રહે !

કદી પાછો ના જતો !!

જે દિવસ તારા વિયોગમા ગયો તે ધૂળમા ગયો !

હવે તારા જ પ્રકાશમા જીવન-કળીને ખીલવવા જાગૃત રહીશ !!

કયા ઉન્માદમા, કોઈની ખોજમા હુ આમ તેમ આશાઓમા ભટકતો રહ્યો !

કોણ જાણે કેમ !!

હવે મારા હૃદય ઉપર કાન મૂક અને સાભળ !!

એમા જે પાપ-ધન, છલ-બલ, વિકાર-વ્યથા જે હોય તેને તુ આગમા જલાવી દે !!

મારા નાથ ! જલાવી દે !!!

# જીવન સરોવર

પ્રિય ! પ્રિયતમ ! !

નવટાર ! ! !

જ્યારે જીવન સરોવર સૂકાઇ જાય હૃદય કમલની પાંખડીયો મુરઝાઇ જાય ત્યારે તું કરૂણાના વાદળ લઇને આવજે !

જ્યારે જીવનનું માધુર્ય કટુતાના મરૂસ્થળમાં બદલાઇ જાય ત્યારે તું ગંગા બની આકાશમાંથી ઉતરજે ! !

જ્યારે સંસારી કામોનો કોલાહલ દશેય દિશામાં ગાજી રહ્યો હોય અને મને પોતાની મર્યાદામાં કેદ કરી નાખે ત્યારે પ્રશાંત પ્રભુ ! મારી પાસે શાંતિનો સેનાની અને વિશ્રામનો દૂત બની આવજે ! ! !

જ્યારે વાસનાઓ પોતાની પ્રચંડ પ્રતાપી ધૂળ અને ભભક ભરી લાલમાઓથી અંધ મને બનાવી દે ત્યારે હે ભગવન્ ! પોતાના તેજ અને ઓજસ્વી પ્રકાશના સાથે આવજે ! ! ! !

# વિશ્વવિહાર

કામણગારા ! મનોહારા ! ! નવકાર ! ! !

સુનસાન અને ખતરનાક મોહઘરના દીવાલો ઓળંગી વિરા
વિશ્વના વિહાર માટે બહાર જઈ શકીશ ?

અતિશય મોહવશ બની બધાનુ કામ કરતા કરતા દુનીયાની ભૂલ-ભૂલામણીમા ફ્સાઇ ગયો છુ !

આશા અને આકાક્ષાથી ભરેલા સુખ થોડુ અને દુખ ઝાઝુ એવા સસાર સાગરમા તરતો ડુબતો આથડયા કરૂ છુ !

પરન્તુ તો પણ ભયકર તોફાનોથી જ્યારે જર્જરિત થઈ જાઉં છુ ત્યારે તારા ચરણે હુ આરામ માટે દોડતો આવુ છુ ! !

ત્યારે વિશ્વના અપાર કોલાહલમા પણ ફક્ત તુ જ યાદ આવે છે ! !

વિચારૂ છુ કે આ કર્મબધનોની દીવાલો ઠેકી વિશ્વ-વિહાર માટે હુ બહાર જઈ શકીશ ?

# પુષ્પની પ્રાર્થના

પુષ્પપતિ ! અનાથનાથ ! ! નમસ્કાર ! ! !

જલ્દી કરો પ્રભુ ! જલ્દી કરો ! !
આને તોડી લો ! વિલબ ના કરો ! !
એટલામા એ ધૂળમા ખરી ન પડે એ ભય છે !

આ મારા મન બગીચામા ખીલેલા સદ્ભાવપુષ્પને તારી માળામા સ્થાન મળશે કે કેમ ?

કોને ખબર ? તો પણ
તારા ચરણના સ્પર્શથી એને ભાગ્યવાન બનાવ !
વિલબ ના કરો પ્રભુ !
દિવસ પૂરો થઈ જશે !
અધારૂ આવી જશે ! !
તારી પૂજાનો સમય ચૂકી ન જાય એજ એક ભય છે !
જો એમા થોડો ઘણો રગ છ !
જો થોડી ઘણી એના હૈયામા સુવાસ છે ! !
જ્યા સુધી તારી સેવાનુ મુહૂર્ત બાકી છે ! ! !
ત્યા સુધી તુ એનો સ્વીકાર કરી લે ! ! ! !
પુષ્પ તોડીલો ! ચરણે સ્વીકારી લો ! !
કૃપા કરી હવે વિલબ ના કરો !'

# સામ્ય સૌમ્ય

સ્નેહી ! નિસ્નેહી ! નવકાર ! !!

આજે તો

મારા અંગ અંગમાં આનંદ છે !

મારા રોમ રોમમાં રોમાંચ છે ! !

મારા નયનોમાં ઉન્માદ છે !

મારા ઉરમાં ઉમંગ છે ! !

પણ કારણ શું છે ? એ નથી સમજાતું

*આજે તો ઉપરના આકાશથી નીચેની ધરા સુધી તે*

મારા મન ને વિકસાવી દીધું છે !

મૈત્રી ભાવમાં સૌ સામ્ય અને સૌમ્ય મને જણાયા છે ! !

એ મારા આનંદનું કારણ તો નહિ હોય ને ? તો પણ હું જેને શોધી રહ્યો છું એના સાથે મીલન થશે ? કે એની શોધ માટે ભટકવું પડશે ?

આની મને કાંઈ સમજ પડતી નથી ! !

તેમજ

આનંદ, રોમાંચ, ઉન્માદ અને ઉમંગ કેમ છે ? એની પણ સમજ પડતી નથી ! !

# અલ્પ ભિક્ષા

વ્હાલા નાથ ! પ્રાણપતિ !! નવકાર ! ! '

હું તારી પાસે આટલી જ ભીખ માગુ છુ

તુ મારામા એટલો જ " મમત્વ ભાવ " રહેવા દે કે તને જ મારો માનુ ! અન્યને નહિ ! !

મારામા એટલી જ ચેતના રહેવા દે જે તને જ સમજી શકુ ! અન્યને નહિ ! !

મને એટલા જ બધનમા બાધજે કે તારા પ્રેમ-પાશમા હું બધાએલો રહુ અને મારૂ જીવન તારા જ ધ્યાનમા મસ્ત રહે ! અન્યમા નહિ ! !

મારામા એટલો જ પ્રેમ-સ્નેહ રહેવા દે કે એ તને જ અર્પુ ! અન્યને નહિ ! !

પ્રિય નાથ !

હું તારાથી આટલી જ અલ્પભિક્ષા ચાહુ છુ ! ! !

# ગીત સુધા

સ્નેહરશ્મિ ! સુધાવર્ષી ! !

નવકાર ! ! !

તેં જ્યારે મને ગીત ગાવાનું કહ્યું ત્યારે મારી છાતી ખૂબ હર્ષથી ફુલી ગઈ !

મારી આંખમાં આનંદના આંસુ આવ્યા ! !

તારા સ્નેહભર્યા મુખને અપલક નયને નિહાળતો રહ્યો !

મારા જીવનમાં જેટલી કટુતા વિષમતા અને અસ્ત-વ્યસ્તતા હતી તે ઓગળીને તારી ગીતસુધામાં પરિણમી ગઈ ! !

મારી સાધના અને આરાધના પક્ષીની જેમ પાંખો ફેલાવી આનંદથી ઉડવાની કામના કરવા લાગી ! !

હું જાણું છું કે સાધના અને આરાધના દ્વારા બનેલા ગીત વડે-ગીતના બલ વડે તારી સામે આવવાનું સાહસ કરી શકું છું ! !

તો પણ તારી અત્યન્ત નિકટ આવવામાં કાંઈક સંકોચ થતો જણાય છે ફક્ત ગીત દ્વારા તારા પવિત્ર ચરણોનો સ્પર્શ કરી લઉં છું ! !

પ્રભો ! ગાનના તાનમાં ભાનને ભૂલી જાઉં છું અને તને 'મિત્ર' માની બોલાવું છું ! ! !

# ગર્જના

મહામેઘ ! નવકાર !!

મારૂ પૂરાણુ મન મૂર્છિત થઈ પડયુ હતું !
એનામા ચેતના આવે તે માટે ઝંખના હતી !!

ત્યા તારા અષાઢી મહામેઘ આવ્યા !!!

મહામેઘે ગર્જના કરી !

કુમાર દેવતાઓ ગેડી દડે રમતા હોય તેમ ગડગડાટ સભળાવવા લાગ્યો !

વિજળીયો ચકમક ચકમક ચમકતી દેખાવા લાગી !!
મૂર્છિતમન જરીક સરવળ્યુ !!
ઝરમર ઝરમર ફરફર ફરફર ચાલુ થયા !!
પ્રભો ! પ્રભો !! મહામેઘ ! મહામેઘ !!

તારી અષાઢી ગર્જનાથી મારૂ પૂરાણુ મૂર્છિત મન આજે પુન પલ્લવિત થઈ રહ્યુ છે !
ચેતનવન્તુ બની રહ્યુ છે !!
મારી ચેતના તારી સાધનામા જોડાઈ જશે !!
અને હું તારામા લયલીન બની જઇશ !!!

# વિશ્વાસના આધારે

## વિયોગયોગી ! નવકાર ! !

આજથી હુ તારા ઉપરના વિશ્વાસના આધારે રહેતા શિખુ છુ ! !

શરીરની સપૂર્ણ વિસ્મૃતિ થાય એવી દશા સિદ્ધ કરવા મથીશ ! !

તારા અખડ સ્વરૂપમા લીન બનવા આ હુ ડુબકી મારી રહ્યો છુ ! !

હવે મને શરીરની પણ મમતા ન જોઈએ !

અરે ! એના સારૂ વિચાર સરખોય ન જોઈએ ! !

છતા આવે તો ?

પ્રારબ્ધને આધીન માની તિતિક્ષા અને ઉપશમ વડે મન ઉપર સયમ પ્રાપ્ત કરીશ ! ! !

આજે હુ માત્ર એટલુ જ જાણવા અને જોવા માગુ છુ કે-

પ્રિય નવકાર !

તુ મારી રક્ષા કરે છે કે નહિ ?

# અંશુ બંધન

પ્રિયસખે ! નવકાર ! !

એક દિવસ હું તારી સભા જોવા આવ્યો !
મને આશા નહિ કે હું તારા પર મોહી પડીશ !
તે મજુલ વાણીએ મને ઉપદેશ દીધો !
મારા કોમલ હૈયે સ્નેહે તેને પીધો ! !
એમા ભર્યું હતુ અનેરૂ જાદુ !
તેથી જીવન બન્યુ મારૂ સાદુ ! !
વિનમ્રભાવે, મૌન પણે તારે ચરણે નમી રહ્યો !
સ્નેહ ભાવે નિશ્ચય હૃદયે, પાપ પક વમી રહ્યો ! !
ઉભો રહી નીરખી રહ્યો હું તારૂ મુખડુ !
કરૂણાભર્યો ભરખી રહ્યો તુ મારૂ દુખડુ ! !
સ્નેહઘેલો નીરખુ સભામા આમ તેમ જ્યા !
તારા સિવાય નજરે ન ચડે કોઈ પણ ત્યા ! !
મનમા વસુ જરૂર તે કયુ નયનના અશુથી બધન !
સરૂ થયુ નેથી પ્રભો ! ગયા મારા સર્વ વિઘન ! !
સ્નેહાશુથી બંધાઈ ગયો પ્રભો ! બધાઈ ગયો !
છુટવા હુ ઈચ્છતો નથી ભલે હુ બધાઈ ગયો ! !
એ બધન લાગે મધુર, એમા બંધાવુ બહુ ગમે !
નથી રૂચ્યુ મારે કદી સ્નેહો બાળક તને નમે !

# મધુપેય

વિશ્વભર્તા ! નવકાર ! !

મે તારા આતિથ્ય માટે તાજા ફળો આણેલા !
એમાથી સુન્દર અને મધુર ફળો જુદા વિણેલા ! !
વિણેના એ ફળોને અમૃત રસ કાઢયો !
એમા શર્કરા એલા લવીંગ મરીચિકા મેળવ્યા !
સુંદર અને શીતળ મધુપેય બનાવ્યુ !
ઉજ્જલ ચન્દ્ર સમા સ્ફટીકરત્નના પાત્રમા એ ભર્યું ?
તું મારે આગણે આવીશ !
વિનય વિવેક અને મૈત્રી ભાવથી એ પાત્ર તને આપીશ !
નમ્રતા સરલતા અને સ્નેહથી હું તારી સામે બેશીશ !
તું શીતળ મધુપેયનુ પાન કરીશ !
તને શાતિ મળશે મને વિશ્રાતિ મળશે ! !
તું પ્રસન્ન થશે ! મને વરદાન મળશે !
માગ માગ માગ એમ તું વદીશ !
હું એક વચન માગી લઇશ !

"भवे भवे तुम्ह चलणाण ।"

ભવોભવ મને તારા ચરણોની સેવા મળજો !
એ ચરણોનો વિયોગ કદી પણ ના થજો !

સ્વપ્નમા પણ ના થજો !

વચનથી બધાએલો તુ સ્નેહભર્યા વરદાનમાથી
કદાપિ નહિ છટકી શકે ! ! !
કદાપિ નહિ ફરી શકે ! ! !

અનંતરૂપ ! અજ્ઞાતસ્વરૂપ !! નમસ્કાર !!!

મને ગર્વ હતો કે હું તને જાણું છું !
પૂર્ણ ઓળખું છું !!
મને ઘણા આવી તારૂં રૂપ અને સ્વરૂપ પૂછે છે !
હું જણાવું છું !
પણ મારૂં મન કહે ઘેલા ! એ તો ઘણું અધુરૂં છે !
કોઇ આવીને તારૂં રહસ્યમય ગૂઢ સ્વરૂપ પૂછે છે તો
કહી દઉં છું કે 'મને ખબર નથી'!
એ કહે તું સાધક છે ને ?
તો મેં કહ્યું દુનીયામાં ધન કેટલું ?
એમણે કહ્યું એની ગણના કરવા અમે સમર્થ નથી !
મેં કહ્યું મારો ઉત્તર પણ એજ !
એ બિચારા ઉદાસ બની ચાલ્યા જાય છે !
પણ મને ઉદાસ કરી જાય છે !!
પ્રભો ! વિભો !
તારા અનંત સ્વરૂપનો જ્ઞાતા હું ક્યારે બનીશ !

# સમાવેશ

તુ મને તારા ચરણોમા રાખ !
હુ તને મારા મન મન્દિરમા રાખીશ ! !
તારી પૂજા કરીશ !
તને વાંદિશ ! !
તારી સેવા કરીશ ! ! !
હુ ભવોભવ તારો સાથ છોડવા નથી ઈચ્છતો !
તુ અને હુ ! !
હુ અને તુ ! !
ક્યારે એક બીજા, એક બીજામા સમાઈ જઈશુ ?
બોલો ! જીવનસાથી બોલો તો ?
હુ ભટકી ભટકી થાકી ગયો છુ !
તારા ચરણોમા રાખ !
હવે તો રાખ ! !
પ્રાણપતિ ! નમસ્કાર ! ! શુ ગર્જે રોજ મારે તને હાથ જોડવા પડશે ?
મારે મસ્તક નમાવેલુ રાખવુ પડશે ?
શુ વિનતિ માટે આવી રીત ઉભા રહેવુ પડશે ? ?
તારામા સમાવી લે !
તારામા સમાવી લે !

# તુ ન આવ્યો

દીનાનાથ ! કૃપાલુ ! ! નવકાર ! ! !

તે મને વચન આપ્યુ હતું કે-
હુ તને મળવા માટે આવીશ !
ઘનઘોર કાળા અષાઢી મેઘ ગયા !
શરદના રૂની પૂણી જેવા વાદળ ગયા !
પણ તું મારે આગણે ના આવ્યો તે ના આવ્યો !!
શિશિર અને વસતના વહણા વીતિ ગયા !
આબાવે આવ્યો મોર પણ દિલડાનો ચોર
તુ મારી ઝુપડીએ ના આવ્યો તે ના આવ્યો !!
ગ્રીષ્મનો ઉત્તાપ તપી ચાલ્યો ગયો !
વર્ષાના વાદળા પુન પુન ઝરમર થવા લાગ્યા !
વિદ્યુત ચકમક ચકમક ચમકવા લાગી પણ તુ મારે
ઘરે ના આ આવ્યો તે ના આવ્યો !
નિરાશ નયને, ઉદાસ વદને વાટ જોઉં તારી !
આશાની ઉષ્મા છે કે હજીય તુ આવીશ !
પણ તુ મારે દ્વારે ના આવ્યો તે ના આવ્યો !
સ્નેહભર્યો નાથ ! તુ ના આવ્યો તે ના આવ્યો !!

# ના આવ્યો તે ના આવ્યો

પ્રાણપતિ ! નમસ્કાર ! !

તું ના આવ્યો એટલે હું મયૂરશિખા વીણા લઈ તારું ગીત ગાવા બેઠી ?

વીણાના તાર પર આંગળીઓ રમાડી !

એમાંથી કાયલ કંઠ જેવા પંચમ સૂરો નિકળ્યા !

મેં પણ એમાં ગીત ઉમેર્યું !

'પધારો મારા મોંઘેરા સ્વામ !

પધારો મારા મોંઘેરા મહેમાન ! !

પધારો મારે નાનકડે ધામ !

પધારો મારે નાનકડે ગામ ! !

જપુ છુ નિશદિન તારૂં નામ !

ભૂલી ગયો છુ તેથી બીજા કામ ! !

નથી જોઈતો મારે હવે આરામ !

તું આવીશ તો જ થશે વિરામ ! !

આ ગીતથી તું પ્રસન્ન થશે અને મારે આંગણે આવીશ !

મધુર આશા પૂરીશ ! ! પણ

તું ના આવ્યો તે ના જ આવ્યો ! ! !

અમૃતવર્ષી ! નવકાર !!

માગી આ આખરી કામના છે કે હું આવતે જ મે
જેવો ચદ્ર છે તેવો સૌમ્ય બનુ અને સ્નેહને પામુ !!

ચદ્રમા સૌમ્યતા છે !

આહ્લાદકતા છે ! !

પ્રિયતા અને મધુરતા છે ! ! !

ઔષધિયોમા તે અમૃત સિંચે છે !

પ્રિય નવકાર ! સૌમ્ય, આહ્લાદક પ્રિય અને મધુર
મારૂ જીવન બનજો ! !

ચદ્ર ગરીબ કે અમીરને,

રાજા કે રકને,

યોગી કે ભોગીને

વિદ્વાન કે મૂર્ખને

એમ સૌને સરખો પ્રકાશ આપી સ્નેહ મેળવે છે તેમ
હુ પણ સ્નેહને પામુ ! !

પણ કલ્પતરૂ ! નવકાર !!
તુ મળ્યો તો બધુય મળ્યુ ! ! !

## અખંડ આશા

કલ્પતરૂ ! અરફરૂ !! નવરાગ !!!

અહીં જે ગીત ગાવા આવ્યો હતો તે ના ગાઈ શક્યો ! આજે તો શું ગાવું ? એ જ વિચારમાં ને વિચારમાં ગાવાનું મનમાં જ રહી ગયું !!

હું કોઈ રચના ના રચી શક્યો ! મારા શબ્દો કવિતાને ના પામ્યા !! કેવળ મારા પ્રાણોમાં તારા ગીત ગાવાની વ્યાકુળતા ભરી પડી છે !

આજે એ આશા-પુષ્પો ખીલ્યા નહિ !

કેવળ હવામાં ડોલતા રહ્યા !!

મેં તારા દર્શન ના કર્યા !

તારા શબ્દ પણ ના સાંભળ્યા !!

ફક્ત તું મારી પાસે આવી રહ્યો છે

એવા આશાના અવાજ સાંભળતો રહ્યો !

તું મારા મન-મંદિર સુધી આવે છે અને જાય છે !

મેં આખો દિવસ એ મંદિરની સફાઈ માટે વીતાવી દીધો !

મેં હજી દીવો પણ નથી પ્રગટાવ્યો !

હવે કેવી રીતે બોલાવું ? મેળાપ ના થયો !

પરન્તુ તું આવીશ અને મીલન થશે એ અખંડ આશા મારા પ્રાણોમાં વસી ચુકી છે !!!

# પ્રસન્નતા

પ્રાણસખા ! પ્રિયતમ !! નવકાર !!!

તારી તો મારા ઉપર પ્રસન્નતા છે ને ?
તું પ્રસન્ન એટલે મારે ઘણુ !
પછી બીજાને પ્રસન્ન કરવાની મારે શી જરૂર ?
તને કાલા-વાલા કરીશ !
તારા ચરણો પકડીશ !!
પ્રાર્થના પ્રેમથી કરીશ !!!
આજીજી કરીશ !
ખોળો પાથરીશ !!
કરગરીશ !!
રડીશ-કરીશ પણ-
બીજાને પ્રસન્ન કરવા દીન-હીન નહિ બનુ ?
બીજા આજે કાલાવાલાથી ખૂશ થશે !
પણ સહેજ વિપરીત થયુ ત્યા ધૂળધાણી !!
એવા અવસરે તુ ભૂલને યાદ કરતો નથી !
સેવાને વિસરતો નથી !
ક્ષમા આપે છે ?
સ્નેહ ધારે છે !!
માટે તુ જ મારો પ્રાણસખા છે
અને તુ જ મારો પિયુ છે !!

## આહ્વાન

ભયહર ! અભયકર ! !

નવકાર ! ! !

મારા ભય નષ્ટ કરો ! નષ્ટ કરો ! !
મારાથી મુખડુ ના મોડી લો ! ! !
તુ પાસે જ હતો !
તને હુ ઓળખી ના શક્યો ! !
હુ ક્યાય બીજે જોઇ રહ્યો હતો !
પણ ખબર નથી કે ક્યા !
તું મારા હૃદયમા આનદને ઉમગનો પ્રકાશ ભર ! !
તુ મારા અન્ત કરણમા વિહાર કર ! !
તુ બોલ ! મારાથી કાંઈક તો બોલ ! !
મારા શરીરનો સ્પર્શ કર અને હાથ ઝાલી મને ઉગારી લે !
નવકાર ! મારૂ જ્ઞાન અધુરૂં છે પણ
તારૂં નામ તો મધુરૂં છે ! !
મારૂ હાસ્ય રૂદન બધુ ભ્રામક છે !
મારી સામે આવો !
મારો ભ્રમ દૂર કરો ! !
મારા ભય દૂર કરો ! ! !

# ચંદ્રપુષ્પ

ચંદ્રજ્યોત ! નમસ્કાર !!

આકાશમાં ચંદ્ર રૂપ કમળ પુષ્પ ખીલ્યું છે !
એની પાંખડીયો ચારે દિશામાં પ્રસરી છે !!
અંધકારના કાળા ભમરા પાણી પીવા આવ્યા ગયા છે!
ચોમેર સ્નેહલ પ્રકાશ પથરાયો છે !
પુષ્પના મધ્યમાં સોનેરી કોષ છે !!
હું ત્યાં આનંદપૂર્વક મસ્ત બેઠો છું !!
ચંદ્ર-પુષ્પમાંથી પરાગ વિખેરી રહ્યો છું !!
અન્તર આકાશમાં તરંગો ઉઠયા છે !
પ્રાણવાયુમાં સુગંધ અને શીતળતા આવી છે !
આત્મામાં અનુપ આનંદ ઉભરાવા લાગ્યો છે !

મન મસ્ત બન્યું તારા ધ્યાનમાં !
વચન મસ્ત બન્યાં તારા ગાનમાં !!
તન મસ્ત બન્યું તાર તાનમાં !!'

જ્યાં તું ત્યાં પ્રકાશ અને જ્યાં પ્રકાશ ત્યાં તું !
બધે પ્રકાશ અને બધે તું !!

ચંદ્રજ્યોત ! હું તને નમસ્કાર કરૂં છું ! મારાં દુઃખ દૂર કર !! મારા મસ્તક પર વરદ હાથ મૂક !!!

પુષ્પપરાગ ! હું તને નમસ્કાર કરૂં છું !
તું મારા બધા મનોરથ પૂર્ણ કર !!

## નામનો મોહ

### શાશ્વતનામ ! ગુણનામ !! નવકાર !!!

મારા નામને અમર બનાવવા, હું ઘણા વખતથી મથી રહ્યો હતો !
ત્યા એક મધુર ઝંખાર સંભળાયો !
અરે મુગ્ધ માનવી ! તું સાધક બન્યો !
કામને જિતી ગયો પણ નામનો મોહ તોય ના છૂટ્યો !
ભલા નામ કદી કોઈનું અમર રહ્યું છે ?
"નામ એનો નાશ" એ તો તું ઘણીવેળા બોલે છે ને ?
એટલું પણ યાદ નથી રહેતું ? યાદ રાખ !
સાગરના એક એક તરંગો નામના રંગને ભૂંસતા જાય છે !
મોટા મોટા નામોને પણ એ સાગરના તરંગો
ભૂંસવાનું ભૂલતા નથી !!
દેવના નામ ભૂંસે છે !
દેવેન્દ્રના નામ ભૂંસે છે !!
દેવાધિદેવના નામને પણ ભૂંસે છે !!!
અમર ના રહ્યું કોઈનું નામ !
ભૂલીજા તું તારૂં નામ !
અમર છે એક નવકારનું નામ !
એમા મળીજા !
તો અમર થશે તારૂં નામ !!

# અષાઢી મેઘ

હૃદયવલ્લભ ! નવકાર ! !

અષાઢના કાળા ભમરા જેવા વાદળાથી દિન અને રાત સમાન બન્યા છે !

આસમાની આકાશને વાદળાઓએ કાળા પડદાથી ઢાંકી દીધુ છે ! !

પવન પણ આજે નકામા અવાજો કરી વધુ સતામણી કરે છે !

એની શીતળતા પણ દુ ખ આપે છે !

વન-પર્વતો નીરવ બની ગયા છે !

રાજમાર્ગો અને લઘુમાર્ગો પણ નિર્જન બની ગયાં છે ! !

બધાના નાના મોટા આવાસો બધ થયા છે !

હે એકાકી સખા ! પ્રિયતમ ! ! નવકાર ! ! !

મારા દ્વારો ઉઘાડા છે !

સ્વપ્નની જેમ આવી ચાલ્યો ના જતો !

વિજળીની જેમ ચમકારો મારી ચાલ્યો ના જતો !

હું આ ઘનઘોર અધારામા કાઇ પણ નીહાળી શકતો નથી તારી આશામા આજે ઉંઘ પણ નથી આવતી તુ આવી ક્યાય પણ ચાલ્યો ના જતો !

ચાલ્યો ના જતો ! !

# જો ! ન જોયો તો ?

પ્રભો ! નવકાર ! !

જો હવે આ જીવનમા ' મે તને ન જોયો ' તો
આ વાત મને કાટાની જેમ ખૂચતી રહેશે કે ' તને
હુ જોઇ ના શકયો "

આ વાત હુ ભૂલી નહિ શકુ !

આની વેદના સુતા જાગતાં, રાત દિવસ બે-ચેનગી
કર્યા કરશે !

સ મ માર બજારમા મે કેટલાય દિવસો વીતાવી દીધા,
મારા બન્ને હાથમા ધન-ધાન્ય, રાજ્ય-પાટ, ઋદ્ધિ-સિદ્ધિ
કેટલીય વાર આવ્યા અને ગયા પણ એનાથી મારૂ શું
વળ્યુ ? આ વાત મને ખૂચતી જ રહી કે '–
' તને મે ના જોયો ' ! તને મે ના જોયો ! !

આળશ થશે રસ્તામાં કિનારે બેસી આરામ માટે
બીછાણાની વ્યવસ્થા કરી, ત્યા યાદ આવી ગયુ કે આ
પ્રવાસ નિષ્પ્રયોજન છે ! કારણ કે તને હુ જોઇ ના શકયો
તો ? આ વાત મનથી ભૂલાતી જ નથી ! ! !

તુ મને ભૂલી તો નહિ જાય ને ?'
સુતા જાગતા એજ ચિંતા રહ્યા કરે છે !

મારા ઘરે ગમે તેટલા હાસ્યના ટોળ હો ! ધજા પતાકા તોરણ દીપમાળાથી ઘર ચમકતુ હો ! ! ગુલાબ જળ અત્તર અને ધૂપથી ઘર મઘમઘતુ હો ! !

પણ 'તુ નહી આવે'

આ વાત યાદ આવતાં જ દિલ ભાગી ભાગીને ભૂકેભૂકો થઇ જાય છે આ વેદના કયારેય ભૂલાતી નથી ! ! !

"તુ મને ભૂલી તો નહિ જાય ને ?" આ શંકા સુતા જાગતા રાત દિવસ મને સતાવ્યા કરે છે ! ! !

## ચિન્તા નથી

ઓ પ્રાણજીવન ! નવકાર ! !

તારા મન મંદિરમા મને બોલાવી લે !
વસાવી લે ! રાખી લે ! !
પછી મને કોઈ ચિન્તા નથી ! !
ભલે માર્ગમા અગાગ આવે !
કંટક આવે ! !
સંકટ આવે ! ! !

આમ તારા રોગ શોક નહિ જાય !
દુઃખ દારિદ્ર પણ નહિ પલાય !

પણ

બાળ હઠે ચડેલા મેં એ ન માન્યું !
કરૂણા સાગરે સમજાવવા પ્રયત્ન કર્યા ! !
હું ન માન્યો તે ન જ માન્યો ! ! !

સમભાવે તું પાછો વળ્યો !
અને કયાંય ચાલ્યો ગયો ! !

થોડી વારે છત્રી હટાવી હું
તને નિહાળવા પ્રયત્નકરૂં છું !

પણ

કરૂણાળીની કામણગીરી કીકી અલોપ !
હું રડી પડયો !

હવે શું ?

પ્રભો પ્રભો ! એ વણનેવી તમ્નું દુઃખ
મારા હૃદયને વલાવી નાખે છે !

# મુલાકાત

રક્ષાગુરુ ! નમસ્કાર ! !

આજે મારી આંતર રાજધાની ઉપર મહાશત્રુઓ
ત્રાટક્યા છે !
મોહ મહીપતિ એ શત્રુઓના રાજા છે !
રાગ અને રોષ એ મહા સેનાધિપતિ છે !
એમની દેખરેખ નીચેનું સૈન્ય સાગરસમ છે !
એ સૈન્યે મારી રાજધાનીમાં હાહાકાર બોલાવી દીધો છે !
નાશભાગ અને "ત્રાહિમામ્" "ત્રાહિમામ્"ના પોકાર
કાને કરુણ રીતે અથડાય છે !
મારી મુંઝવણનો પાર નથી !
હૈયું ફફડાટથી કંપી રહ્યું છે !
તારી શરણાગતિ સ્વીકાર્યા સિવાય ચાલે તેમ નથી !
શત્રુને આધીન થવા મન માનતું નથી
આવા બીકણ અને ભયાનક કટોકટીના સમયે
મેં તને મદદ માટે યાદ કર્યો છે !
તું જરૂર મને મુલાકાત આપીશ !
પ્રભો ! તું એક રાષ્ટ્રનો વડો છે !

હું પણ એક રાષ્ટ્રનો વડો છું !
મારું રાષ્ટ્ર તારા રાષ્ટ્રમાં ભેળવી દેવા ઇચ્છું છું !
સ્હેજે બે રાષ્ટ્રના વડાઓ ગંભીર વિષયની,
ચર્ચા માટે ગુપ્ત સ્થળ પસંદ કરે છે !
વળી એ સ્થળ સલામત અને સુંદર હોવું જોઈએ !
મારે તો મહાસિંધુ સાથે બાથ ભીડવાની છે !
એટલા માટે જ તારી મુલાકાત ઇચ્છું છું !
બોલો પ્રભુ ! બોલો તો ! !
કયા સ્થળે હું આપની સાથે મંત્રણા કરવા આવું ?
જો આપ મારા પર સ્થળની પસંદગી રાખો,
તો હું સુંદર એક ગુપ્ત સ્થળ બતાવું !
એ સ્થળે હું બધી વ્યવસ્થા કરાવી દઈશ !
એ છે મારું આત્મમંદિર !
ત્યાં અન્યને પ્રવેશ નથી જ !
પ્રભો ! પ્રભો !
જલ્દી આવો અને
મુલાકાત આપો !

મનરંજન ! નિરંજન ! ! નવકાર ! ;.

મારી મોહની સાંકળ અતીવ દૃઢ છે !
તું એને તોડી નાખ આ મારી કામના છે ! !
પરન્તુ એ જ્યારે તુટવા લાગે છે ત્યારે
મારૂં મન દુખી દુખી થઈ જાય છે !
મુક્તિ માગવા તારી પાસે આવું છું પણ મુક્તિની
આશાથી ભયભીત બની જાઉં છું ! !
મારા જીવનમાં તુંજ સર્વશ્રેષ્ઠ નિધિ છે
તારા જેવું અણમોલ ધન મારૂં બીજું કાંઈ નથી !
આ હું જાણું છું ! તો પણ–
મારા ઘરમાં જે તુટ્યા ફુટ્યા વાસણ ઠીકરા છે એને
પણ ફેંકવા મારૂં મન નથી માનતું ! !
જે આવરણો મારા હૃદય ઉપર પડેલા છે ! !
તે કર્મ રૂપ ધૂળી ધૂસર છે ! તેમજ મૃત્યુ શ્રાપથી
ગ્રસ્ત અને ત્રસ્ત છે !
મારૂં અન્તઃકરણ એને ધિક્કારે છે !
તો પણ અના ઉપર મન રંજન છે ! પ્રેમ છે ! !
મારા ઋણ-કર્જનો અન્ત નથી !
મારા ખાતે અનેક જીવોની રકમો જમા છે ! !

મારા જીવનની અસફલતાઓ ઘણી છે ! ! !
મારી વજાતની હવે મર્યાદા-સીમા નથી ! !
તો પણ જ્યારે
કલ્યાણની ભિક્ષા માગવા તારી સન્મુખ આવુ છુ !
તો મનમા ને મનમા કપી ઉઠુ છુ કે -
મારી ભિક્ષા સ્વીકાર ન થઈ જાય !
ક્યાક મારા શરીર અને હૃદયના મેલા ઘેલા
આચ્છાદનો-ઓછાડો તુ ઉતારી ન લે ! !
મારી બધન-શ્રખલા તુ તોડી ના નાખે ! ! !
મારે એનો સાથે ઘણા સમયથી પ્રીતવડી છે !

## જેલ

અરૂપરૂપી ! નવકાર !!

હવે હુ તારા જેલખાનામા આવ્યો છુ !
તારા ધ્યાન ગુપ્ત-વરે મને જકડી લીધો છે !
જાપ ઉપર જાપ કરતાં જેલની દીવાલો
મહા-વિશાળ થઈ રહી છે ! !
છટકવા માટે છીડુ પણ નથી !
તારો ચોકી પહેરો પણ સજાગ છે !
મારા ઉપર તારા સેવકી સશક રહે છે !
પ્રિય નવકાર ! આ બધી ધાધલ કોને ગજે !
મારે હવે તારા જેલખાના બહાર જવુ જ નથી ને ?

## પુજા મળજો

સ્નેહકુંજ ! પ્રેમપુંજ !! નવકાર ! !!

મને ખબર નથી કે તારી પાસે શું માગવું જોઈએ?
ઘણી વખતે જે ન માગવું જોઈએ તે માગી બેઠું છું
અને જે માગવું જોઈએ તે વિસરી જાઉં છું ! !
રોગીને સમજ નથી હોતી કે પથ્ય શું અને
અપથ્ય શું ?
એ તો અપથ્ય માગે!
છતા વૈદ્ય કે સ્નેહી એને અપથ્ય ન આપે ! !
ભલે પછી એ રડે કે ગમે તેમ બકે !
તો પણ સ્નેહી સ્નેહ છોડે નહિ !
તેમ તિરસ્કારથી તરછોડે નહિ ! !
ભવિષ્યમાં સુખી—નીરોગી થાય એવા દયાના ભાવ
ઉરમાં ધરે ! વર્તમાનની દયા વાળી એનો ભવ ન બગાડે !!
નાથ !
હું પણ એક દર્દી છું !
અને એક ચીજ માગું છું ! !
તે તો આપવીજ પડશે ! ! !

" ભવો ભવ તારા ચરણો મળજો "
હું સ્નેહ પૂર્વક એના સેવા કર્યા કરૂ ! !
જો તારા ચરણોના પાસે મને પૂજા માટે એક નહિ મળ તો હું વધુ માંદો પડીશ ! દુખી દુખી બેહાલ બની જઈશ ! !
નાથ !

તારા ચરણોની પૂજા મળજો !
ભવો ભવ સહાય મળજો ! !
એનો વિયોગ કદિ ના થજો ! ! !

## પ્રિય વ્યથા

અન્તર્યામિ ! નવકાર ! !

તારી વાટ જોતા જોતા મારી આંખો થાકી ગઈ !
તારી મુલાકાત ના થઈ ! !
તો પણ હું તારી વાટ જોઈ રહ્યો છુ !
આ તારી વાટ જોવી પણ મને પ્રિય લાગે છે !
તારે દ્વારે બેઠું મારૂ ભીખારી મન તારી કરૂણાને ઇચ્છી રહ્યુ છે !
તારી કરૂણા નહિ મળે તો મારી કામના તૃપ્ત થશે નહિ !
પ્રિય ! આ વ્યથા મારા હૃદયને વ્યથિત કર્યા કરશે !
ભલે ! !

# મહાસાગરના મોતી

વિશ્વેશ્વર ને નવકાર ! !

એક ,'દિ' કોઈ અનાત મહાસાગરના તીરે જઈ ચડયો !

હતુ તીર ! પણ ? ?

જોયુ ત્યા નીર્મળ નીર ! !

તે વળી હતુ તો ઉંડુ !

મને યાદ આવ્યુ કે સાગર તળે મોતી હોય છે !

આંખો મીચી એક ડુબકી મારી !

તળીયેથી મુઠ્ઠી ભરી કંઈક લઈ આવ્યો ! !

ખોલીને જોયુ તો ચાર મોતી લાધ્યાં ! ! !

મૈત્રી પ્રમોદ કરૂણા અને માધ્યસ્થ એ એના નામ ! !

ફરી મારી બીજી ડુબકી !

ઉદારતા સદાચાર ઇન્દ્રિયનિરોધ અને સદ્વિચાર એ ચારમહામૂલા મોતી મલ્યા ! ! !

લાભે લોભ વધે છે !

મન લાલચ ના રોકી શકયુ ! !

ત્રિજી ડુબકી લગાવી દીધી ! ! !

અને ?

સમતા નમ્રતા સરલતા અને નિર્લોભતા !

મજેના નામ વાળા આ મોતી લાધ્યા ! !
મન સતોષમાં આવી ગયુ !
હરખાતે દિલે હુ મારા ઘર તરફ ચાલ્યો !
ત્યા સામે એક વડભાગી સુપુરુષ મળ્યા ! !
એમણે પૂછ્યુ !

કા ભલા !
આટલો હરખે શીદને ઉભરાય છે ?
આમા શુ લાવ્યો છે ?
મલકાતે મુખડે મે કહ્યુ,
એ તો મહાસાગરના–
મહામૂલા મહામોતી છે ! ! !

## પિતા

કૃપાળુ ! નવકાર ! !

તને મહાન સમજી અવિનય ન થાય માટે પાસે નથી આવતો !

રખેને ક્યાક આશાતના થઈ જશે તો ?
એવી ભીતિ હૃદયમા રહેતી હોય છે !
પિતા જાણી ચરણોમા નમુ છુ !
પણ—
મિત્ર માની હાથ નથી પકડતો
તુ મને પાળે છે માટે પિતા છે ! !

# તું ન હોત તો

**આનદકદ ! નવકાર ! !**

મારી નજર નાખી પહોચતી નથી !
જ્યા જોઉં ત્યા દુખ દુખ ને દુખ ! !
જાણે મોટા ડુગગ ! ! !
પણ એમા ક્યાક ક્યાક સુખના ખદ્યોત-આગીયા
જરા જરા ઝબકે છે !
હુ એને લેવા આગળ વધવાનો વિચાર કરૂ છુ !
પણ—
પગ મુક્યો નહિને વાગ્યો કાટો !
આગળ વધ્યો નહિને આવ્યો ખાટો ! !
હોશમા અને જોશમા એ ખાટો ઠેકી ગયો !
પણ—
ખદ્યોત-આગીયો ચમકતો બધ થઈ ગયો !
ત્યા કોઇ અજાણ્યુ યોગી આવી મને કાનમા ધીમેથી
કહે છે !
ભલા ! સસારમા સુખ નથી !
છતા "નવકાર" ત્યાય આનદ આપે છે ! !
નવકારના શરણે જા ! ! !
આમ દોડ દોડ કરે તારૂ નહિ વળે !

અચકાતે ને અચકાતે મને વાત મે માની !
આવ્યો તારા ચરણોના શરણોમા ! !
અને—
સુખના ખદ્યોત-આગીયા ઉડી ઉડીને આવવા લાગ્યા !
એ આનદ અને ઉમગમા મુખમાથી વેણુવા
સરી ગયા કે-
દુખભર્યા સસારમા-
પ્રિયતમ ! નવકાર ! !
" જો તું ન હોત તો " સુખ કયાથી હોત ?

## ચાહના

શિવકર ! શુભકર ! ! નવકાર ! !

તું હવે મારા ઘરમા આવ્યો છે !
કૃપા કરી કદી પાછો ના જતો !
હવે તો મને તારી જ ચાહના છે !
એ ચાહના શુદ્ધ છે ! નિષ્કામ છે !
મારૂં અન્તઃકરણ પોકાર પોકાર કરી રહ્યું છે !
બીજી ચાહના જે હતી તે સર્વથા મિથ્યા છે !
નિસ્સાર છે ! ! નિષ્પ્રયોજન છે !
તારી ચાહના સત્ય છે !
શિવ છે ! ! સુન્દર છે ! ! !

# અંજનશલાકા

વ્હાલેશ્વર ! નવકાર ! !

તારા કમલ દલ સમ વિપુલ નયનોમા હું અંજન કરીશ !

સુવર્ણ રજત મુક્તા ઘનસાર બરાસ અને ગોધૃત આદિ ઉત્તમ દ્રવ્યોના પેષણ અને મિશ્રણથી અંજન તયાર કર્યું છે ! સ્ફટિક રત્નના કચોળામા એ અંજન હોશથી ભર્યુ છે ! ! અંજન કરવા સારૂ નીલમણિ રત્નની શલાકા તૈયાર કરી છે ! ! પ્રભો ! મુહૂર્તની પળો નિકટ આવી ગઇ છે ! ! ! હવે હું સ્નેહ ઝરતા કામણગારા નયનોમા અંજન આંજીશ !

તને અંજન કરવા દ્વારા અજ્ઞાન–તિમિર આવરિત નયનોમા દિવ્યતા અને વિશદતા પ્રાપ્ત થશે ! ! મારા અન્તરનયનોમા ચન્દ્ર સમ જ્યોત ઝગમગી ઉઠશે ! ! !

એ સ્નેહભરી ચન્દ્ર સમ જ્યોતમા હું –
આત્મસમદર્શિત્વ ગુણને વરીશ !
આત્મસમજ્ઞાતૃત્વ ગુણને ધરીશ ! !
આત્મવર્તિત્વ ગુણને આચરીશ ! ! ! !

પ્રિયતમ ! મારા આન્તર આવરણો દૂર થાય
હૃદય મંદિર વિશુદ્ધ અને મૃદુ થાય,
ગુણરત્નો ધારણ કરવાની યોગ્યતા પ્રાપ્ત થાય
આટલા માટે જ આ અંજનશલાકા કરૂં છું ! ! !

# પ્રતિષ્ઠા

## જીવિતેશ્વર ! નવકાર !!

જનમ જનમના અથાગ અને અવિરત પ્રયાસ દ્વારા કઠણ કર્મોની કઠણી ચટ્ટાનો કાપી આ મજુલ મન-મંદિર મે મેળ યુ છે !

એ મન-મંદિરમા દેવ તરીકે તારી ! પ્રતિષ્ઠા કરવી છે !

તને એ મન-મંદિર ગમી જાય એટલા ખાતર-

"બધા વિશ્વનુ થાઓ કલ્યાણુ આજે" આ ભાવના રૂપ નિર્મલ નીરથી ધોઇને સ્ફટિક સમુ સ્વચ્છ કર્યું છે !

'બનો સહુ સજ્જ પારકા હિત કાજે" ના પુરુષાર્થ દ્વારા એ મન-મંદિરને ઘસી ઘસી મસૃણુ-સુવાળુ કર્યું છે !!

'બધા જીવોમા મિત્રતાને પ્રસારૂ "ના સુગંધી ધૂપદ્વારા મન-મંદિરના વાતાવરણને શુદ્ધ અને સુવાસિત કર્યું છે !!'

નથી કોઈ સાથે હવે વૈર મારૂ "ના ગુલાબ-જળથી મનમંદિરમા બધે આન્તર-બાહ્ય શીતળતા કરી છે !!!

પ્રભો ! હવે તારી પ્રતિષ્ઠા કરૂ એમા આશાતનાની બીતિ નથી!

મન-મંદિરમા તારી પ્રતિષ્ઠા કર્યા પછી પ્રતિદિન મંજુલ ઘોષા વીણા લઇ તારા સન્મુખ ગીત ગાવા બેસીશ !!

માળા લઈ જાપ જપવા બેસીશ !!
પદ્માસન લગાવી ધ્યાન ધરવા બેસીશ !!!
છેવટે નવોઢા મુગ્ધ બાળાની જેમ !!
જીવતેશ્વર ! પ્રભો !!
તારા મુખડા સામુ એકીટશે ટગર ટગર જોયા કરીશ!

## આશ્રય

નાન મુંઝારસ ! નવકાર ! !

જ્યારે મારૂ શરીર તાપથી તપ્ત, તૃષાથી તૃષિત અને મલથી મલીન થાય છે ત્યારે એ જલાશયનો આશ્રય કરે ૮ !

જલાશયના આશ્રયથી તાપ તૃષા અને મલ ચાગ્યા ક થાય છે ! શીતળતા, તૃપ્તિ અને નિર્મળતા અનુભવે છે !

પ્રિય નવકાર ! મને થયુ કે તારા અતર સ્વરૂપના સરોવરના શરણે જાઉ તો ?

તો ક્રોધના ઉત્તાપનુ શમન થાય !
તૃષ્ણાની તૃષાનુ ગમન થાય ! !
મોહના મેલનુ મરણ થાય ! ! !

આમ થાય તો ?

તો હુ શુદ્ધ બુદ્ધ અને મુકત બની જાઉ
અને પરમપદને પામુ ! પરમ આનદને અનુભવુ ! !
પ્રભો ! પ્રભો ! એ દિન કયારે આવશે ?

# સ્નેહ આદાન

## કામઘટ ! કામઘેનુ ! ! નવકાર ! ! !

એકદા મધ્યરાત્રીએ અચાનક ઉંઘમાથી જાગી ઉઠ્યો !
ચોમેર નજર કરી પણ બીહામણુ અધારૂ !
દીપક તો હતો ?
કેમ ઓલવાઈ ગયો હશે ?
ધીમે ધીમે ઓલવાએલ દીપક કને ગયો !
ધીરે ધીરે તપાસી જોયુ !
ઓહ ! દીપક પાસે સ્નેહ-તેલ નથી !
સ્નેહ વિના કયાથી આપે એ પ્રકાશ !
દીપક વિના અધકાર હોય છે ! !
નાથ ! મારા હૃદય-કુજમા અધકાર છે !
મારામા મૈત્રીભાવનો સ્નેહ નથી !
પણ તુ મળ્યો !
મને આશા બધાણી કે તારા પાસેથી
મૈત્રીભાવનો સ્નેહ મળશે ! !
તારી પાસેથી સ્નેહ ખરીદવા રાત દિવસ મુદ્રાઓનો
સચય કરૂ છુ ! !
તારો જાપ એ મારી રજત મુદ્રાઓ છે !
તારૂ ધ્યાન એ મારી સુવર્ણ મુદ્રાઓ છે ! !
હવે તો મૈત્રી ભાવનો સ્નેહ મળશે ને ?

# પ્રેમની પળ

પ્રેમમૂર્તિ નવકાર ! !

પ્રેમની પ્રથમ પળને શોધવા મે પ્રયત્ન કર્યો !
પણ પ્રેમની પ્રથમ પળ કઈ તે હુ શોધી ના શકયો ! !
ખેતરમા ખેડુતે કયા ધાન્યનુ બી વાવ્યુ છે
તે અબોધ માનવીને કયાથી ખબર પડે ?
ઉગ્યા પછી પાન્ડા ઉપરથી અનુમાન કરી શકાય !
તુ મારા મન-મન્દિરમા કયાર પ્રેમનુ બી વાવી ગયો ?
હું એ સૌભાગ્યવતી પળને જાણી ન શકયો !
ભલે ! પરન્તુ આજે એ અંકુરિત થઈ ફાલ્યુ ફુલ્યુ છે ! !
હવે ધ્યાનમા આવી ગયુ કે શુકનવતી ક્ષણે પ્રેમનુ બી
વવાઈ ચૂકયુ હતુ !
સ્નેહથી હું એનુ જતન કરીશ !
કાલે એમા સુગન્ધી પ્રેમ-પુષ્પો ખીલશે ! !
પરમદિ' મન્જુલ ફળો લચી પડતા જણાશે ! !
એ પ્રેમ કુસુમોની સૌરભ કલ્પનાતીત હશે !
એ મન્જુલ ફળોના રસાસ્વાદ વચનાતીત હશે !
પ્રિય ! પ્રભો ! !
પ્રેમની બધી વસ્તુઓ અવર્ણનીય હોય છે !
પ્રેમની ધૃણામા પણ આનન્દ છે અને પ્રેમની ભૂલમા
પણ આનન્દ છે ! !
પાર્થિવ મૃત્યુ સાથે પ્રેમને સમ્બન્ધ નથી !
એ માત્ર એક વસ્તુ આનન્દમા નિષ્ઠ છે ! !
તાજગી ભર્યો નિખાલસ અને નિર્મલ પ્રેમ ! ! !

યોગેશ્વર ! નવકાર ! !

તું વિરહ વેદનામાં મુકી ચાલ્યો ગયો !
શોકમાં ને શોકમાં દિવસો ઉપર દિવસો જવા લાગ્યા !!
ઉદાસીનતામાં ગરકાવ થઈ તારૂં નામ રટતો હતો !
ત્યાં ઘણાં વર્ષોના પંચાંગો હાથ લાગ્યા !
પાના ઉપર પાના ઉથલાવા લાગ્યો ! !
પ્રેમ મિલનના પ્રથમ દિનનું જોષ જાણવાનું મન થયું !
રવિયોગ સ્થિરયોગ અમૃતસિદ્ધિયોગ હતા !
પંચમી ગુરૂવાર અને પુષ્પ નક્ષત્રથી દિન સુંદર ! !
દ્વિસ્વભાવ લગ્ન અને ચંદ્ર શ્રેષ્ઠ હતો ! ! !
દિનશુદ્ધિ લગ્નશુદ્ધિ યોગશુદ્ધિ હોરાશુદ્ધિ હતી !
છતાં વિરહની વેદના કયાંથી આવી પડી ?
વિરહની વેદનાનું ગણિત ચક્ર કાઢવા માંડયું !
સ્વાતિ નક્ષત્ર મંગળવાર મૃત્યુયોગ અને ભદ્રા ! !
હું આનંદમાં આવી ગયો ! !
નાથ ! તું ભલે ચાલ્યો ગયો ! પણ
આ ગણિત કહે છે કે તારે આવ્યા સિવાય ચાલે તેમ નથી જ ! !
સ્વાતિનક્ષત્રમાં ગએલાને પાછા આવવું પડે છે !
એમાં વળી મંગળવાર મૃત્યુયોગ અને ભદ્રા !
એટલે શંકાને લગીરે સ્થાન નથી ! !
હશે ! મારા લાભ માટે જ છે ! ! !

# સાથી

સાથી ! નવકાર ! !

મને મળવા માટે તુ અનાદિ કાળથી ચાલેલો જણાય છે !
અગણિત મધ્યા અને પ્રભાત પહેલા
તુ કયાય હતો ખરો ! !
તારા દૂતો અંતરને કોઇકવાર ચૂપચાપ
નિમંત્રણ આપી જાય છે ।
હે સાથી ! ખબર નથી પડતી કે –
આજે આટલો હર્ષ કેમ આવી રહ્યો છે ?
એક અવર્ણનીય આનંદની ઉર્મીઓ
હૃદયમા વ્યાપ્ત થઈ ગઈ છે ।
આજે શુ જવાનો સમય આવી ગયો છે ?
આજે શુ મારા બધા કર્તવ્યો પૂરા થઈ ગયા છે? ?
પ્રિય સાથી !
તારા સ્પર્શથી વાયુમા મૃદુ અને મધુ સુવાસ ભરાઈ ગયો છે ! તે મને ચેતાવી જાય છે કે –
તુ મારા બહુ સમીપ આવી ગયો છે ! !
પણ
આજે મારે જવાનો સમય આવી ગયો છે ।

## નયનાતીત ! નાથ! !

નયન વૈરીની વાત શી કરવી ?
જ્યા ત્યા તિરછી નજર નાખ્યા કરે !
એટલુ જ નહિ, પણ પોતાના નાતીલાઓને ઉત્તેજીત કરે!
જો એનુ ન માનીએ તો હડતાલની ધમકી આપે અને
દૈનિક કાર્યક્રમમા ભગાણુ પાડે !
જો કાઇ સારૂ કે આકર્ષક જોઇ જાય તો
આને રાખી લઉં, આને વસાવી લઉં !
દુખની વાત તો એ કે પ્રભો ! એને તારી મૂર્તિ
ના ગમે ! તારૂં રૂપ ના ગમે ! પણ નારીના રૂપસૌન્દર્યમા ગરકાવ થઈ જાય !
નયનોને નમણી નારીયોના નયનો નિહાળવા ગમે !
જો કોઈ રૂપવતી યૌવનવતી નારીનુ ચિત્ર મળી જાય-
જાણે ત્રણલોકની ઉત્તમ છબી હ ધમા આવી ગઇ !
એને તારા ઉપદેશ વાચવા ના ગમે !
વિષયની કથા અને કામ-રતીના ગીતો ગમે !
નયનાતીત શંભો ! આ નયનો તારા રૂપને જોઈ શકે
અને તારા ઉપદેશને વાંચી શકે એટલી જ જ્યોત
એમા રહેવા દેજે !
બીજુ નિસ્સાર અસાર છે ! ! !

# વિરહની વેદના

હૃદયેશ્વર ! નવકાર ! !

તારે મને મુકીને ચાલ્યા જ જવાનુ હતુ
તો આવો સ્નેહ-પ્રેમ કેમ લગાડયો ?
વિરહને સહન કરવાની શક્તિ તે મને આપી છે ?
મારો કાઈ અપરાધ તારી નજરમા આવ્યો છે ?
તારા ખાતર મે ઘણો ઘણો ત્યાગ કર્યો છે
એ વાત તારા ધ્યાન બહાર તો નથી ને ?
તો મને મુકીને ચાલ્યા જવાનુ કારણ શુ ?
વિરહની વેદના વીછીના ડખ કરતા કાતીલ હોય છે !
સર્પના ફુંગટોપ કરતા પણ ભીષણ અને ભયકર હોય છે !
આવા દુખમા નાખવાથી તને શો લાભ ?
હશે ! મારા ભાગ્ય ! !
હૃદયેશ્વર ! તુ એક વાત ધ્યાનમા રાખજે !
મારી કનેથી ચાલી જવા તું સમર્થ હોઈશ, પણ મારા
હૃદયકુજમા જે મધુર નામ છે
એ લઈ જવા સમર્થ નથી ! ! !
ખેર ! હુ તારા મજુલ નામ સાથે મિત્રતા બાધીશ ! !
મારૂં અધુરૂં જીવન એની સાથે સુખદુખમા વીતાવીશ,
પણ એથી વિરહ-વેદના થોડી મટી જવાની ?
તુ વહેલો આવજે !
વિરહ-વેદના ના લાવજે ! !
મારી વિનતિ ઉરમા ધારજે ! ! !

# પ્રસ્થાન

જીવનજ્યોત ! નવકાર !!

હવે મારે મારી જીવન નૌકાના લગરને જરૂર ઉપાડવું

પડશે અને પ્રસ્થાન કરવુ પડશે ! !

એમના એમ આળસમા દિવસો ગયા

અને જાય છે ! !

વસતના ફુલો ખીલ્યા અને મુરઝાઈ ગયા ! !

પણ હુ અહી કોની પ્રતીક્ષામા ઉભો છુ ? ?

ખબર નથી !

પીળા પાદડા સ્હેજ હવામા પડવા

શરૂ થઈ ગયા !

અને નવા અકુરાએ સ્થાન લીધુ ! !

પણ મને લાગે છે કે

મારો પ્રસ્થાનનો સમય

આવી ગયો છે ! ! !

# વિદાય

વિશ્વંભર ! પ્રભો ! ! નવકાર ! !!

હું જાણું છું તે દિવસ પણ મારો આવશે.
કે પૃથ્વી ઓઝલ બની જશે !
આંખ ઉપર પડદો નાખીને અંતે પ્રાણો ચૂપચાપ
આ પાંજરામાંથી ચાલ્યા જશે ! !
મિત્રો ! વિદાય સમય આવી ગયો છે !
મંગલ કામના કરો ! !
મારો માર્ગ બહુ રમણીય છે !
એ ન પૂછો કે ભાતું શું શું છે ?
છે હાથ ખાલી ! પણ
આશા ભર્યા હૃદયથી યાત્રા આરંભી છે !
માર્ગમાં સંકટ છે પણ હું નિર્ભય છું !
સૂર્ય-ચંદ્ર સ્નેહભર્યું સ્વાગત કરશે !
તારા નક્ષત્રો સ્નેહે વધામણાં કરશે !
આરતી સમયના ઘંટનાદો શરણાઈ છે !
એ મારું પ્રેમે અભિનંદન કરશે ! ! !
જવાની રજા મળી ગઈ છે !
પ્રણામ કરીને અંતિમ વિદાય ઇચ્છું છું !
લાંબા કાળ સુધી સાથે રહ્યા !
લીધું ઘણું અને દીધું થોડું ! !
હવે નવો દિવસ ઉગ્યો છે ! !
મારો અંધારામાં બળતો દીવો બુઝાઈ ગયો ! !
દૂર દેશનું નિમંત્રણ છે !
પ્રસ્થાન માટે તૈયાર છું ! ! આ ચાલ્યો ! !

# મૌન

સ્વામિન્ ! નવકાર ! !

તારી વિચક્ષણતા અને વિલક્ષણતા અજાણનાં છે !
માટે મારે મૌન રાખવા સિવાય છુટકો નથી ! ! !
હુ તારી સાથે બોલવા ઇચ્છુ છુ !
પણ તુ દૂર-અતિદૂર ચાલ્યો જાય છે ! ! !
મારા બીજા સ્નેહીયોને દૂર અતિદૂર મોકલી આપે છે !
અને ?

જેની સાથે મારે સ્નેહ નથી !
સ્નેહ થઇ શકે તેમ નથી ! !
બોલવાનુ બની શકે એમ નથી ! ! !

તેવાઓને તુ સમીપ અતિસમીપ લાવી મુકે છે !
એ બધા મને બોલાવવાનો ઘણો પ્રયત્ન કરે છે !
પરન્તુ મને એ બધા સાથે બોલવુ ગમતુ નથી ! !
અને ના બોલુ તો એ સૌને મનમા દુ ખ થાય ! ! !
આવા સમયે મૌન સિવાય બીજો કયો સુદૃઢ માર્ગ
હોઇ શક ?
જે માર્ગ સ્વીકારથી કોઇને મનોદુઃખ ન થાય અને
મારૂ કામ સરી જાય ! !
પ્રિયતમ ! નવકાર ! !
મૌનથી વિરમ વાતોમા વ્યતીત થતો સમય બન્યો !
પરન્તુ એવા સમયે તારી યાદ વધુ પજવણી કર છે !
અને મને એ પજવણી ખૂબ ગમે છે ! ! !

# અસ્પર્શનીય

## સ્પર્શનાતીત ! પ્રભો ! ! નવકાર ! ! !

મારા અંગે અંગમાં સુકોમળ સ્પર્શની ભાવના
ભરી પડી છે !
એને મુલાયમ સુંવાળાં મૃદુ વસ્ત્રો જોઈએ !
રેશમથી ચડીયાતુ મળે તો વધુ ખુશ થાય ! !
એને સુવા માટે સુંદર પલંગ !
મુલાયમ મખમલના ગાદલા રજાઈ
ઓશિકા અને ગાલીચીયા જોઈએ !
સુંવાળી અને સ્વચ્છ ચાદર ઢાંકેલી જોઈએ !
ઉપર થોડા પુષ્પો પાથરેલા હોય તો વધુ ઉત્તમ !
પ્રાણીજન્ય સુકોમલ અને સુખદાયી પદાર્થો
અતિપ્રિય જણાય છે !
સ્પર્શનાતીત પ્રભો !
ત્યાં તારી એક વાણી યાદ આવે છે કે –
"સ્પર્શનાને વશવર્તી જીવ દુર્ગતિને પામે છે"
યાદ આવતા જ મૃદુસ્પર્શની ભાવના સરખાઇ જાય છે !
મર્યાદા માટે વસ્ત્રો અને ભૂમિશયયાનુ મન
થઈ જાય છે ! !

## શ્રવણાતીત ! સ્વામ ! નિવકાર !!!

મારા કર્ણયુગલ વિકથા નિંદા સાભળવામા ટેવાએલા છે!
એને તારા ત્યાગ અને વિરાગની વાતો સાભળવી
નથી ગમતી !
રાત દિવસ, આઠપહોર, ચોસઠ ઘડી કામ કથા
સાભળવી ગમે છે
સૌથી શ્રેષ્ઠ એને કામ કથા લાગે છે !!
જીવનની સાર્થકતા એમા સમાએલી ભાસે છે !!
શીનેમાના રાગની કોઈ સુદર કડી એ કર્ણમા પ્રવેશી
જાય તો અમૃતનુ સિચન થયુ એમ માને !
જાણે કામોદ્દીપક સગીતની સરિતામા સદા ડુબકી
લગાવે રાખુ !!
આજ જ આની ઇતિકર્તવ્યતા ન હોય ?
શ્રવણાતીત પ્રભો !
બીહામણા ભુજગો અને ભોળા કુરગો–હરિણો
સગીતના તરગમા પ્રાણોના રગને તજે છે !
મૃત્યુના સગને ભજે છે !
સગીતના રગનો આવો ભીષણ અને ભયકર અજામ છે!
પ્યારા ! પરમાત્મન્ !
મારા કર્ણયુગલ તારા ગુણગીતના પીનાર બને એ દ્વારા
સ્વચ્છ અને સુદર જીવન જીવનાર બને !!
એજ ધ ય જીવન !

# ખેદ નથી

વ ્ર ! શિગ્સાવ ્ર ! ! નવકાર ! ! !

તે મારા પ્રાણોમા અજબની શક્તિ ભરી છે !

હવે મારૂં મરણ થાય તોય મને ખેદ નથી ! !

મૃત્યુના નામથી થરથરતું મન હતું !

કારણ ? એમા ' ભય ' આવી વસ્યુ હતું ! !

તે ભય ' નું હૃદયમા આવી હઠી ગયો ! ! !

હવે મારૂ મરણ થાય, તોય મને ખેદ નથી !

હું જાણુ છુ કે તને સર્વ-સમર્પણ ભાવ દ્વારા હજુ
સ્વીકારી નથી શકયો ! અને

એથીજ પૂર્ણતાનુ વરદાન નથી મેળવી શકયો ! !

તો પણ જે કાંઈ મળ્યુ છે તે મોટા ભાગ્યથી મળ્યુ છે!

તે મને તારો સ્પર્શ દીધો છે !

તે મને તારો આભાસ દીધો છે ! !

' તું છે ' આવી અનુભૂતિ દીધી છે ! ! !

આ શ્રદ્ધા-વિશ્વાસની નાવ ઉપર મારી જીવન-યાત્રા
ચાલી રહી છે ! ! ! !

હવે મારૂં મરણ થાય તોય મને ખેદ નથી ! !

હમણાંજ થાય તોય મને ખેદ નથી ! ! !

આત્મપ્રાણ ! નવકાર ! !

વળતે દિવસે મૃત્યુ જ્યારે મારા દરવાજે આવી જશે,
ત્યારે હું એને શું ભેટ આપીશ ?
મારા પ્રાણુ સાગરમાં જેટલા રત્નો હશે,
તે બધા જ એની આગળ ધરી દઈશ ! !
જે દિવસે મૃત્યુ દૂતો મારે આગણે આવશે તે
દિવસે હું એમને ખાલી હાથે નહિ જવા દઉં !

સંધ્યા-પ્રભાત, દિન-રાત, શરદ-વસંત
દ્વારા મારી જીવન-વાટિકામાં ખીલેલા
સુખ-દુઃખ, છાયા-પ્રકાશના
વિવિધ પત્ર-પુષ્પોથી ભરેલી છાબડીયો
અર્પીશ ! !

જેટલું સંચિત ધન જે કાંઈ સંગ્રહ છે તે બધું
સતની યાત્રાના અન્તિમ દિને
મૃત્યુ આવશે એને વધાવી
આ ઉપહાર એના પાત્રમાં
પ્રેમથી ધરીશ ! ! !

## અરે મરણ !

સર્વભક્ષી ! અંતિમ મિત્ર ! !

અરે મારા મરણ ! આવ ! !
    મારાથી વાત કર ! ! !
હું તારા માટે જ જાગી રહ્યો છું !
આખું જીવન તારા માટે જ સુખ-દુઃખનો
ભારો ખભે ઉપાડી ફર્યા કરું છું !
આવ અને મારાથી વાત કર ! ! !
હું જે કાંઈ છું !
મારું જે કાંઈ છે ! !
મેં જે કાંઈ જીવનમાં કર્યું છે ! ! !
મારો પ્રેમ, મારી આશા, બધું જ રહસ્યપૂર્ણ
માર્ગ દ્વારા તારા તરફ આગળ વધી રહ્યા છે ! !
તારી અંતિમ એક દૃષ્ટિમાં મારું
સંપૂર્ણ જીવન અર્પણ થઈ જશે ! !
મારો કાયા મહેલ હું તજી દઈશ ! ! !
અરે મરણ !
    આવ ! ! અને
        મારાથી વાત કર ! ! !

# નવી યાત્રા

મંગલગતિ ! નવકાર ! !

પરમાત્માએ મને હવે પોતાની પાસે બોલા યો છે !
કારણ ?
એમના દરબારમા ગાયકની જરૂર પડી છે !
એ માટે એમની નજર મારા ઉપર પડી છે !
બનવા જોગ છે કે
થોડા સમયમા જ હાજરી આપવા જવુ પડે ! !
ત્યાના નિયમ કડક છે ! !
કાંટા ભરેલી વચ્ચે સડક છે ! !
પણ ગયા સિવાય ચાલે તેમ નથી !
હુ જવા તૈયાર છુ ! પણ
' પણ ' નો જવાબ મને યાદ નથી !
મારા ગયા પછી શુ એ ચિંતા મને સતાવે છે ! !
પ્રભો ! સતાવે કે ન સતાવે ?
ખેર ! તારા નિમંત્રણનો પણ અસ્વીકાર કેમ કરી શકાય ! !
તારા પાસે આવ્યા પછી ચિંતા નહિ રહે !
પ્રિયતમ ! પ્રભો !
આ હુ તારા તરફ આવવા ચંદ્રજ્યોતમા સ્નેહપૂર્વક
નવી યાત્રા ' માટે પ્રયાણ કરૂ છુ ! ! !

## છેલ્લી વાત 

પ્રિયવલ્લભ ! નવકાર ! !

કહેવા જેવું ઘણું કહી દીધું છે !
માગવા જેવું થોડું માગી લીધું છે !
તું જ્ઞાની છે તેથી બધું જાણે છે !
છતાં ઘેલછાથી કહેવાઈ જાય છે !
હવે છેલ્લી વાત એક તો કહી દઉં !
હું ગંભીર તો નથી !
વાત નહિ જણાઉં ત્યાંસુધી આફરો રહેશે !
બેચેનગી રહેશે !
લે સાંભળ !
હું હવે પરલોકની મુસાફરીએ વિદાય થઈ રહ્યો છું !
ત્યાં મારું મુખ તારા તરફ જ રહેજો !
મોહ-મદના વમળમાં ના અટવાઈ જજો ! !
કામ-ક્રોધના કાદવમાં ના પટકાઈ જજો ! ! !
માન માયાના પાશમાં ના જકડાઈ જજો ! ! ! !
પ્રભો ! જેમ દિશાસૂચક યંત્રની સોય સદા-
ઉત્તરના ધ્રુવ તારા તરફ જ મુખ રાખે છે !
શુક્ર અને ગુરુના તારા એને પોતાના પ્રતિ અંકુશી શકતા નથી !
શશી અને સૂર્ય એને પોતાના પ્રકાશમાં આંજી શકતા નથી !
લોકો બીજા પ્રયત્નો ભલે આદરે,
પણ એ પોતાનું મુખ કદી બદલતી નથી !
પ્રિય નવકાર ! તું મારે તો ધ્રુવ તારક સમ છે !
મારું મુખ તારા તરફ હજો ! મારું મન તારા તરફ હજો !

# મંગળ દીવો

પ્રાણપ્રિય ! પ્રાણાધાર નવકાર ! ! !

કેવા અને કયા શબ્દોથી તારી ભક્તિ થાય
એનુ મને જ્ઞાન નથી !
છતા હુ તારા પ્રેમને મેળવી શકીશ ?
હૈયુ કહે છે હા !
બાળક કાલુઘેલુ બોલે છે એમા
નવરચના કે વ્યાકરણુ નથી હોતા !
છતા સૌને ગમી જાય છે ને ?
કારણુ ?
એમા સરલતા અને નિખાલસતા હોય છે !
સ્નેહભર્યા શબ્દો ગમ તેટલા વિત્રબે અને
ગમે તેવા પ્રકારે બોલાય તો પણુ એ
આનદને જગાવી જાય છે !
સ્નેહ સૌનો મેળવી જાય છે ! ! તેમ
પ્રિયતમ ! વિભો ! !
હુ તારી પાસેથી સ્નેહને મેળવીશ !
એથી સર્વાત્મભાવ મારામા પ્રગટશે ! !
પ્રભો ! " દીવે દીવો પેટાય "
તારા પ્રગટેલ અખડ ઝળહળતા મગલ દીવાથી
મારો જ્ઞાનદીપ પ્રગટાવ ! !
એ સ્નેહ પ્રકાશમા સૌને સ્નેહ પૂવક જોઈ શકીશ ! !

# વિદાયની વેળાએ

વરેણ્ય ! શરણ્ય ! ! નવકાર ! ! !

જવાના દિવસે હુ આ વાત કહેતો જાઉં છુ કે-
મે જે કાંઈ જોયુ-જાણ્યુ તેની ઉપમા ના હતી !
તારા પ્રકાશમય સરોવરના કમળોનુ
મધુર-મધુ પીને હુ ધન્ય બન્યો છુ ! !
તારા વિશ્વના ક્રીડાગણમા અનેક રમત
ગમત રમ્યો છુ, તેનુ બન્ને નેત્રો દ્વારા જોઈ
સૌંદર્ય પાન કર્યું છે તેથી હુ ધન્ય બન્યો છુ ! !
તારો સ્પર્શ અસભવ છે છતા મારી
રગ-રગમા અને નસ-નસમા પુલકિતતા
ભરી દીધી છે એથી હુ ધન્ય બન્યો છુ ! !
તારા મધુર મધુર પોકાર સાભળી મારા
કર્ણયુગલો સુધા વાણીનો રસ ચાખી ગયા છે
અને હુ ધન્ય બન્યો છુ ! !
તારા સ્પર્શને પામી આવેલા વાયુએ
મારી નાસિકાને પ્રાણવાયુ અર્પ્યો છે
અને હું ધન્ય બન્યો છુ ! !
માટે મે જે જોયુ છે
અને જે જાણ્યુ છે
તે અનુપમેય છે અતુલ્ય છે ! !
એ જ વિદાયથી ઘોષણાએ ઘોષિત કરૂ છુ ! !
આજ મારા વિદાયની વેળાના શબ્દ હો ! ! !

 

બાલમિત્ર ! નવકાર ! !

તારા ગીત ગાતા આ પ્રાણો
ચાલ્યા જાય તો કેવું સરસ ?
હુ મારી પછીના મારા મિત્રો અને
સ્નેહિઓને કહેતો જાઉં છુ કે–
મારા મૃત્યુ પછી તમે–
રડશો મા ! રડશો મા !
હુ ગયો છુ અદ્દભુત સ્થાનમાં ! !
ત્યા નથી શોક ! નથી મુકતો કોઈ પોક !
ત્યા નથી લવલેશ કકાશ કે જરી કે ધિક્કાર ! !
મળ્યો છે મને મહામૂલો ને મોટો અધિકાર ! ! '
હુ શાન્ત છુ ! સુખી છુ ! !
આનદ મસ્ત અને વિભોર છુ ! ! !
તમે રડી આંખ દુ ખવશો મા !
શોક કરી દીલ દુભવશો મા ! !
તમારે પણ આવવાનુ છે એ ભૂલશો મા ! '
ફરીથી નવા રૂપે આપણે મલશું ત્યાં ! !
પણ ,
એ પહેલા યોગ્ય તૈયારી કરવાનુ ચૂકશો મા !

## સમાધિ મરણ !

તુ ક્યારે આવીશ ?
તારા આવવાથી મારા સર્વ દ્વન્દ્વો મટી જશે !
મારા મન ઉપર બીજાઓ બોજો નાખશે !
એનો મને ભય છે ! !
તે આત્મા-મનના દ્વારો બંધ કરી દેશે !
હાર કબુલ નહિ કરૂ તો વધારે જકડશે ! !
સમાધિ મરણ ! તુ આવીશ તો
બધા જ વિઘ્નો દૂર થશે !
નવકાર ! તુ આવીશ તો
બધા જ બંધનો શીથિલ થશે ! !!
તારા આવ્યા પછી મને કોણ
કેદ રાખવા સમર્થ છે ? ?
તુ જ્યારે મારા હૃદયમા આવીશ ત્યારે મારૂ હૃદય
સ્વત નિઃશબ્દ થઈ જશે ! !
પૂર્ણ શાન્તિ કે
પૂર્ણ પ્રકાશ ! !

# અધુરી પૂજા

દુ:ખહર ! સુખકર ! ! નવકાર ! ! !

જવાનું નિમત્રણ આવી ગયુ છે !
છેલ્લી ઘડીયો ગણાઈ રહી છે ! !
કયા સ્વાસે પ્રાણો ચાલ્યા જશે,
તેની કાંઈ ખબર નથી ? પણ
હવે થોડા જ સ્વાસ બાકી રહ્યા લાગે છે !
નાથ !
હુ તને હજુ પૂર્ણ ઓળખી ના શકયો !
તારી પૂજા પણ હુ પૂરી ના કરી શકયો !
અધુરી પૂજા સાથે જાઉં છુ !
હવે મને કયો સ્વાગ મળશે ?

પ્રિયતમ ! પ્રભો ! !
તારી પૂજા મળે એવો સ્વાગ મળજો !
તારી અધુરી પૂજાને પૂરી કરૂ એવો ભવ મળજો !
તારી પૂજાની પ્રતિજ્ઞા અધુરી રહી !
એ બોજથી હુ દુ ખી થાઉં છુ !
મે તને અખડ અક્ષતથી વધાવેલ નથી !
તારી સન્મુખ તાજા ફળો ધર્યા નથી ! !
સુગધી નૈવેદ્ય ચડાવ્યા નથી ! ! !
ફકત અન્તરનો ભાવ આપ્યો છે !
તે પણ અધુરો ! !
છતા એ અધુરા અન્ત:કરણના ભાવથી
હુ આવતે ભવે તારી અધુરી પૂજાને
સ્નેહથી પૂરી કરૂ એવો સ્વાગ ઇચ્છુ છુ ! !

આત્મનખા !

માગી આખો બંધ થઈ રહી છે !
રક્તની ગતિ શીથિલ બની ગઈ છે ! !
નાડીયો તડ તડ તુટી રહી છે ! ! !
હૃદય નિ શબ્દ થવાની તૈયારીમા છે !
ના થ !
ન ભો તારી અધુરી પૂજાને સ્નેહ સાથે પૂરી કરૂ
એનો સ્વાગ-ભવ મળજો !
મા રા પ્રિ ય ત મ ! ! !

## નાનો ભાઈ

માણધાર ! નવકાર ! !

જીવન એ મારો મોટો ભાઈ હતો !
એને હુ હોશે હોશે ઘણુ મલ્યો છુ ! !
નાથ ! નવકાર ! ! તને પણ હુ
સ્નેહે સ્નેહે હેતથી ખૂબ ભેટયો છુ ! !
હવે મારા નાનાભાઈ મરણને પણ
આનદ અને ઉમગ પૂર્વક મળીશ ! !
અના ઉપર પણ મને અપાર પ્રીતિ છે !
એને મલ્યા બાદ પુન આ કલેવર
તારા ગુણોની ગાવાની ચેતના મેળવશે !
મૃત્યુ એ તારો ક્ષણિક વિયોગ કરાવશે !
પણ હુ તને ફરી મળીને પલ્લવિત બનીશ !

પ્રિયતમ ! પ્રભો ! ! નવકાર !! !

તારી આરતીનો સમય થઇ ગયો છે !
હુ તારી આરતી ઉતારૂ છુ ! !
એમા નવ નવ દીવેટ ઝગમગે છે !
હુ તારા ઓવારણા લઉ છુ ! !
આ આરતી મારા સ્નેહનુ પ્રતિક છે !
સ્નેહમા જેટલુ આપુ એટલુ ઓછુ છે ! !
મારી પાસે હવે મારૂ કાઈ રહ્યુ નથી ! ! !
સ્નેહમા હુ પણ અપણ થઇ ચૂકયો છુ ! ! ! !
"સ્નેહ મુખેથી બોલી શકાતો નથી !
હાથ ઉપર મુકી પણ શકાતો નથી ! !
આખે બતાવી શકાતો નથી ! ! !"
એતો ચિત્તનો અનુભવ છે !
ચિત્ત સમજી શકે છે ! !
તુ સચ્ચિદાનદમય છે !
માટે તુ જાણી શકે છે ! !
સુખકદ ! આ આરતી
મારા સ્નેહનુ પ્રતિક છે !
તુ એને સ્વીકાર જે ! !
મને ઉગારજે ! ! !

# અમાવસ્યા

ગુમજ્યોત ! નવકાર ! !

આજે અમાવસ્યાની મહાશ્યામલા રજની છે !
રજનીપતિ ચંદ્ર આજે કળા વિહીન બન્યો છે !
એનું સ્નેહભર્યું એકે કિરણ પ્રકાશ વેરતું નથી !
નિત્ય રાહુથી એ દબાઇ ગયો છે !
કયાંથી એ પૃથ્વીને પ્રકાશ આપી સ્નેહ મેળવે ?
નવકાર ! મારી પણ એ હાલત છે !
અનાદિ અનંત કાળથી મારો ચંદ્ર જેવો સૌમ્ય
આત્મા અજ્ઞાન-રાહુથી દબાઈ ગયો છે !
આ શ્યામલા રાત્રિમાં બુધ-ગુરુ-શુક્રના તારાઓ
માત્ર ઝબકે છે અને કંઇક પ્રકાશ વેરે છે !
મારૂં પ્રયાણ મહાવિઘ્ન છે ! છતાં ?
એ પ્રકાશના આધારે સફળ થશે ! !
ભુવનદીપ ! નવકાર ! !
તારા સ્મરણ જાપ અને ધ્યાન રૂપ બુધ ગુરુ અને
શુક્રના તારાઓના પ્રકાશમાં આ મારૂં પ્રયાણ છે ! ! !
તે મને સ્નેહપૂર્વક તારા સુધી પહોંચાડશે ! !

# આશાદીપ

## કામપૂન્ક ! કામયૂન્ક !! નમસ્કાર !!!

પ્રિય ! મારો જીવનદીપ હવે વધુ નથી ઝગમગવાનો !
કારણ કે એમાં સ્નેહ નથી !
સ્નેહ વિહુણો એ દીપ ક્યાંથી ઝગમગે ?
જીવન-દીપ બુઝાઇ જશે !
ત્યાં મારો આશાનો દીપ પ્રકાશતો જ રહેશે !
એ આશા દીપના સ્નેહથી બીજો જીવન દીપ
સુંદર પ્રગટશે !
એમાં નાથ ! હું મળીશ એટલે મારૂં જીવન સાર્થક !
મારા જીવન-દીપ કરતાં આશા-દીપનો સ્નેહ વધુ છે !!
પણ એ સ્નેહનો ટકાવ તારા આધારે છે !
તારા ઉપરની શ્રદ્ધા એ મારી આશા છે !
તારા ઉપરનો સ્નેહ એ મારી જ્યોત છે !!
એ આશા જ્યોતથી ઝગમગતા પ્રકાશમાં
હું મહા-પ્રયાણ આદરી રહ્યો છું !!
પ્રિયતમ ! નમસ્કાર !!
તારા આશિર્વાદ મને સફળતા અપાવે !

# વિભાગ બીજો

" त्वमेव शरण, त्वमेव शरण,
त्वमेव शरण, त्वमेव शरण ।
शरण शरण, शरण शरण,
त्वमेव शरण, त्वमेव शरण ॥

तव पद शरण, मम पद शरण,
तव पद शरण, मम पद शरण ।
शरण शरण, शरण शरण,
तव पद शरण, मम पद शरण ॥ "

# પૂર્ણિમા

પૂર્ણપ્રકાશ ! નમસ્કાર ! !

પૂનમની રાત્રે ચન્દ્રને જોઇ વિચાર આવ્યો !
જે કાંઈ થવું હતું તે થઈ ગયું !
મારી યાત્રાની પણ પૂર્ણિમા થવા આવી !
અન્તિમ પડાવ આવી ગયો ! !
મને પ્રતીતિ થઈ કે–
આગળ હવે માર્ગ નથી !
હું મારી મંઝીલ સુધી આવી ચૂકયો છું !
હવે પ્રયાસનું પ્રયોજન કાંઈ નથી રહ્યું ! !
ભાતું–પાથેય પણ સમાપ્ત થઇ ગયું છે !
સમય આવી ગયો છે !
હવે તો થાકયા–પાકયા જીવનને આરામ મળે !
આ જુના–પૂરાણાં, ફાટયા–તુટયાં ચીથરા જેવા
શરીરથી આગળ જવું પણ કેવી રીતે ?
પરન્તુ હું જોઉં છું કે–
કે મહિષવાહન ! તારી લીલાનો કોઈ અન્ત નથી !
તું મારા કાયા–વસ્ત્રો બદલાવી દઈશ !
મારી યાત્રા પુન સ્નેહની સાથે વેગવતી બનશે !
શીતળ અને મધુર બનશે !
પણ પૂર્ણતા નહિ થાય !

# વિભાગ બીજો

" त्वमेव शरण, त्वमेव शरण,
त्वमेव शरण, त्वमेव शरण ।
शरण शरण, शरण शरण,
त्वमेव शरण, त्वमेव शरण ॥

तव पद चरण, मम पद शरण,
तव पद चरण, मम पद शरण ।
शरण शरण, शरण शरण,
तव पद चरण, मम पद शरण ॥ "

“જીવનમાં સદા સર્વદા અને સર્વત્ર તમારે તમારા વિચારો કે ભાવનાઓને પ્રભુ શ્રી નવકારને અનુકૂળ બનાવવા કાજે આ ટુંક છતા સમર્પણ પ્રગટાવનાના સૂત્રો વારંવાર મનન કરવા જોઇએ”

“એમ કરતા એક એવું રૂડું પ્રભાત ઉગશે કે જેમાં તમે અને પ્રભુ શ્રી નવકાર એક રૂપ થઈ ગયા હશો”

શ્રી 'નવકારનું' આહ્વાન કરો પણ વિસર્જન નહિ.

જે ઠગવા માટે સાધક બને છે તે બન્ને ભવ બગાડે છે

બધા પ્રપંચોને છોડી નવકાર 'માં તલ્લીન બનો

સાચા હૃદયની ભક્તિ મફત જતી નથી.

'નવકાર 'ના શરણે જવાથી નવકારનું બળ મળે છે

'નવકાર 'નો જ પ્રેમ પ્રાપ્ત કરવા પ્રયત્ન કરવો જોઈએ

નવકાર ' પ્રત્યે વિશુદ્ધ પ્રેમ અતિ દુર્લભ છે

અસ્ખલિત સુખનું મૂળ ' નવકાર ' છે

' નવકાર ' પ્રેમી જ્યાં જોશે ત્યાં નવકાર જ યાદ આવશે

કેવળ નવકાર 'ને જ વિશ્વાસનું સ્થાન બનાવો

'નવકાર 'ને જે નથી નમતો એને લોકોને નમવું પડે છે

'નવકાર 'ને અનુકૂળ જીવન જીવવું એ પરમ રહસ્ય છે

બીજાં કામ બધું કરો પણ ' નવકાર 'ને ન ભૂલો

'નવકાર'માંથી નિકળતા પ્રકાશને આત્મ વ્યાપી બનાવો

આપણે જે મેળવવું હોય તે પહેલા 'નવકાર'ને, અર્પણ કરો

પૂર્વમાં જેટલું ચાલશું એટલું પશ્ચિમ દૂર થશે તેમ જેટલા 'નવકાર' તરફ ચાલશું એટલું દુ:ખ દૂર થશે

જે કાંઈ આપણે 'નવકાર'ને આપીએ છીએ તે જ આપણા છે

'નવકાર' પ્રત્યે અભિમુખ થાઓ તમારા ક્લેશો શમી જશે

જો હાથમાં હોય નવકારનો પ્રકાશ,
તો કદી ના બનું જગમાં નિરાશ

'નવકાર'નું જ ચિંતન કરો તો 'નવકાર' તમારા હાથમાં રહેશે

શ્રદ્ધાળુ આ જીવનમાં કાંઈ ફળ નહિ મળવા છતાં એ શ્રદ્ધા છોડતા નથી.

'નવકાર'ના વાસ્તવિક જ્ઞાનથી મનુષ્યનો સ્વભાવ બદલાઈ જાય છે

પૂર્વમાં સૂર્ય ઉગે છે ત્યારે તારાઓ અસ્ત થાય છે તેમ હૈયામાં 'નવકાર' ઉગે છે ત્યારે વિપત્તિઓ દૂર થાય છે

દુઃખ આવે ત્યારે કોઈ પાસે રડવા કરતા 'નવકાર' પાસે રડવાથી વધુ લાભ થશે

સમરસ જાપ નામ-ક્રિયા પૂરી કરે છે ત્યારે નિષ્કામ જાપ કામ-વિકાર વાસના બાળી નાખે છે

જે ન્હાના ન્હાના પ્રાણિઓથી પ્રેમ કરી શકતા નથી તે 'નવકાર'થી પ્રેમ કેવી રીતે કરશે?

'નવકાર'ના સંગમાં બધું આનંદમય છે અને એના વિનાનું જીવન દુઃખમય છે

શાન્ત ભાવે સુખી રહેવું એ 'નવકાર' તરફ જવાના [illegible] છે

'નવકાર'ને અંતઃકરણ પૂર્વક સમર્પણ કરવું એ જ આપણા ક્લેશોમાંથી મુક્ત થવા માટેનું કર્તવ્ય છે

'નવકાર' ઉપરની શ્રદ્ધા માટેનો આધાર આપણે આપણા બાહ્ય સંયોગો ઉપર નાખવો ન જોઈએ

'નવકાર'ને સમજ્યો હોય તો આપણી પન દગી અને પૂર્વાગ્રહ દૂર મૂકો પસ દગી ને પૂર્વાગ્રહ જડના પુત્રો છે

નવકારનું એવું ધ્યાન ધરે કે જાગૃત, સ્વપ્ન અને સુસુપ્તિ એ ત્રણે દશામા યાદ આવે

'નવકાર' સાથે પ્રેમ રાખવો હશે તો આપણે અન્ય આસક્તિઓથી પર થવું જોઈશે

આપણે જે આજે દુઃખ અનુભવીએ છીએ એનુ કારણ એજ છે કે આપણે પૂર્વે 'નવકાર' નથી ગણ્યો

'નવકાર'ને સાક્ષાત્ કરવો એ જ આપણા જીવનની એક માત્ર ભૂખ બની રહો.

જે વિપત્તિઓમા પણ મારા ઉપર 'નવકાર'ની કૃપા છે એમ માને એને વિપત્તિઓ દુઃખદાયી લાગતી નથી

'નવકાર'મા આપણે જેટલો વિશ્વાસ તેટલા પ્રમાણમા જ એની કરૂણા આપણને મદદ કરવા કાર્ય કરી શકે

તમે જે કરો તે 'નવકાર'ની આજ્ઞાથી વિરૂદ્ધ હશે તો દુઃખની પ્રાપ્તિ થશે

જો આપણે વર્તમાન કર્તવ્યો ઉપર વફાદાર રહીએ તો સ્વયં 'નવકાર' આપણી ભવિષ્યમાં રક્ષા કરશે

'નવકાર'ને સ્વીકારવાથી જે નિર્ધન હતા તે પણ ધન બની ગયા

એક ગામ છોડ્યા સિવાય બીજે ગામ પહોંચાતું નથી તેમ સંસાર પ્રેમ છોડ્યા સિવાય નવકાર પાસે પહોંચાતું નથી

હે 'નવકાર' ! હું તારું જ શરણ સ્વીકારું છું તારો એક પણ સેવક કદી નિરાશ નથી થયો

દુનિયાના સંબંધીઓને રાજી રાખવામાં ઘણું દેવું પડશે ત્યારે, 'નવકાર'ને રાજી રાખવામાં આપણું ઘણું મેળવશું

'નવકાર'ના શરણથી બધા સુખ મળે છે જેમ વૃક્ષના શરણથી પક્ષિઓને ફળ અને છાયા

તેનું જ્ઞાન પણ ખોટું, અને તેનું ધ્યાન પણ ખોટું કે જેને 'નવકાર' પ્રત્યે પ્રેમ ન હોય

કરોડ પ્રયત્ન કરવા છતાં જળ વિના નાવ નથી તરી શકતી તેમ 'નવકાર' વિના સુખ નથી મળી શકતું

બધી વાતોને છોડી એક નવકારમા લીન થઈ જવુ એ જ સુખની ચાવી છે

મન જે વખતે જેવા વિચાર કરાય તેવા જ બીજા જ ભવમા આકાર અને શરીર મળે છે માટે 'નવકાર'નો જ વિચાર કરો

જે વિપત્તિમા 'નવકાર'ને ભૂલતા નથી તેની વિપત્તિ શીઘ્ર હળવી થઈ સંપત્તિ રૂપ બની જાય છે

પાણી વગર માછલીની જે હાલત થાય તેવી હાલત નવકાર વગર આપણી થવી જોઈએ

જે 'નવકાર'ના ચરણ-કમળ પકડી લે છે તેને દુઃખ વિપત્તિથી ડરવાનુ રહેતુ નથી

જ્યાં નવકાર નિષ્ઠ આત્માઓ જ્યા એકત્ર થાય ત્યા મૈત્રી, પ્રમોદ, કરુણા અને માધ્યસ્થ ભાવના ઝરણા વહેતા થાય

જેણે પોતાની જાત 'નવકારને' સમર્પણ કરી દીધી છે તેને માટે એ સમર્પણ વધુને વધુ કરવા સિવાય બીજી કોઈ ફરજ રહેતી નથી

આપણે પણ 'નવકાર'ની કરુણા ઉપર આધાર રાખતા શીખવુ જોઈએ અને સર્વ સંયોગોમા તેની સહાય માટે સાદ કરવા જોઈએ એમ એની કૃપાથી સુપરિણામ આપણને મળશે

આપણે 'નવકાર'ને ઓળખી લીધો તો એ એક મિત્ર પર્યાપ્ત છે જો આપણે 'નવકાર'ને નથી ઓળખ્યો તો બીજા મિત્રો નકામા છે

'નવકાર ઉપર વિશ્વાસ રાખીને જે કાંઈ કામ કરવામા આવે છ, તે કામ મગળમય બની જાય છે પણ વિશ્વાસ એ મુખ્યવસ્તુ છે

પહેલી ડુબકીમા રત્ન ન મળ્યુ તેથી રત્નાકર સમુદ્રમા રત્ન નથી એમ ન સમજો નવકાર 'મા શીઘ્ર ફળ ન જણાયુ તેથી એને ફળ હીન ન સમજો

જે 'નવકાર 'નુ પાલન-રક્ષણ કરે છે અને એના ઉપર વિશ્વાસ રાખે છે તો 'નવકાર' સાધકનુ પાલન-રક્ષણ કરે છે અને આશ્રય તળે સુખી રાખે છે

સમુદ્રમા ડુબકી લગાવ્યા કરો તો જરૂર રત્ન પ્રાપ્ત થશે 'નવકાર 'નુ સ્મરણ કર્યા કરો જરૂર સુખ શાંતિ પ્રાપ્ત થશે.

જેણે જીવનમા 'નવકાર' પ્રત્યેની શ્રદ્ધા ગુમાવી છે તેણે સર્વસ્વ ગુમા યુ છે અને જેણે જીવનમા 'નવકાર' પ્રત્યે શ્રદ્ધા પ્રગટાવી છે તેણે સર્વસ્વ મેળવ્યુ છે

'નવકાર'ને હૈયું ઘેલુ હૈયુ અને મન સોંપી દેવાની ભાવના સિવાય 'નવકાર' અમને ગમે છે એમ બોલી નાખવું તે બાલચેષ્ટા ગણાય.

ફુલમાળાના સંગથી દોરો જેમ દેવાધિદેવના કંઠ સુધી પહોંચી શકે છે તેમ નવકાર'ની સ્નેહમૈત્રી દ્વારા આત્મા ઉર્ધ્વગતિ ગામી બની શકે છે

'નવકાર'ને સમજવા માટે કેવળ તર્ક યુકિત કે બુદ્ધિ એ સંપૂર્ણ નથી 'નવકાર'નો અંગત પરિચય કરવા માટે માત્ર સર્વ સમર્પણની જ આવશ્યકતા છે

"મા મા "ના રટણ વડે વાતાવરણને રડાવતા બાળકને ને આનંદ સ્નેહાળ માને મળવાથી થાય તેવો આનંદ સાધકને 'નવકાર'ના મળવાથી થાય.

દિવસે કરેલા કામોનો થાક જેમ રાત્રિનો આરામ દૂર કરે છે તેમ અશુભ વિચારથી થએલો મનનો સઘળો થાક 'નવકાર'નું ધ્યાન દૂર કરે છે

'નવકાર' સૌનુ કલ્યાણ કરવા હંમેશા તૈયાર છે માત્ર સૌએ પોતપોતાના કલ્યાણની જવાબદારી સોંપી દેવી જોઇએ. અને વચ્ચે રોકટોક કર્યા વિના તેને કામ કરવા દેવુ જોઇએ

નવકાર એ જગતનો નાથ છે, એ જગતનો યોગક્ષેમ કરે છે તમે તેને બધુ ભળાવી દઈ શકો ભાવનો સ્વીકાર કરો તે તમારી બધી જવાબદારીઓ લઈ લેશે

મા જોવાની ઇચ્છાવાળાને દર્પણ પાસે જવુ પડે તેમ અંતર જીવનનુ દર્શન કરવાની ભાવના રાખનાર ભાગ્યશાળીને શ્રી નવકાર'ના શરણે જવુ પડે

પોતાની જનેતાના વાત્સલ્ય નીતરતા કોમળ કરના સ્પર્શે બાળક જેવી શાતા અને પ્રસન્નતા અનુભવે છે તેવી શાતા અને પ્રસન્નતા 'નવકાર' રૂપી માતાના ખોળે રમતો બાળ સાધક અનુભવે

પતંગીયુ એક વાર જો દીવાની જ્યોત જોઈ જાય, પછી તો એ પાછુ ખસતું નથી અને અંધકારમાં નહિ જાય એમ આપણે નવકાર પાસે આવ્યા પછી પાછા ન ખસવુ જોઈએ

આપણે જેટલો 'નવકાર'નો જાપ કરીએ, થોડો કરીએ કે ઘણો કરીએ પણ એમા આપણુ શરીર અને મન લગાડી દેવુ જોઈએ આપણે આપણા ધ્યેયની સાથે રમત ના રમવી જોઈએ

ડોક્ટર પાસે ગયા પછી પોતાના દર્દની વિગતો છુપાવે તે દર્દી નિરોગી ન બની શકે તેમ 'નવકાર' સમક્ષ પોતાની સમજમા હોય તે સઘળા પાપોને નિખાલસપણે જાહેર ન કરી દે તે પૂર્ણ નિષ્પાપ ન બની શકે

ગાડીમા બેસવા જતા પોટલુ માથે ઉપાડવુ પડે પણ ગાડીમા બેઠા પછી માથે ઉપાડે તો બેવકૂફમાં ગણાય. તેમ 'નવકાર'ના શરણને સ્વીકારીને આપણો આપણો ભાર આપણા માથે રાખીએ તો કેવા ગણાઇએ ?

'નવકાર'ના જે ખડક ઉપર ઉભો છુ તે ખડક પર ભવસમુદ્રના તોફાની મોજાઓ ગમે તેટલા આવી પડે તે આપણુ કશું જ વાકુ કરી શકે એમ નથી ઉલટુ તે બિચારા મોજાઓ ખડક સાથે અથડાઇને છિન્નભિન્ન થઈ જશે

'નવકાર' આપણને બીલકુલ ગમતો નથી એવુ તો નથી, પરતુ તેના પ્રત્યેના વહાલના આપણા ટકા સાવ ઓછા છે બાકીના બધા ટકા આપણે આપણી જાત માટે અનામત રાખતા આવ્યા છીએ

મા મા 'કહીને બોલાવે છતા મા સાભળે નહિ, ત્યાર જેમ બાળક સ્વાભાવિક પણે રડવા માંડે છે, તેજ રીતે શ્રી 'નવકાર'ના ભાવમીલનના ઝંખનામાથી વિરહનો વિલાપ સાધકના હૃદયમા શરુ થાય છે

જેના આ ાણામાં મોર રમતો હોય તેના ઘરમા સર્પ દાખલ થઈ શકતો નથી, તેમ જેના મનમા શ્રી નવકાર' રમતો હોય તેના જીવન ઉપર અશુભબળો આક્રમણ કરી શકતા નથી

'નવકાર' પાસે માગનારે પોતે પોતાની માગણી દ્વારા પોતાનો હિતશત્રુ બને છે કારણકે શ્રી 'નવકાર મા એના એકનિષ્ઠ ઉપાસકને જેટલુ આપવાની ક્ષમતા છે એના એક કરોડમા ભાગ જેટલી પણ ક્ષમતા તેના ઉપાસકમા માગવાની હોતી નથી.

જે વસ્તુ ઉપર આપણને પ્રેમ થઈ જશે તેના ખાતર હમેશા આપણે આપણા પ્રાણોને અર્પણ કરવા તૈયાર રહીશુ અને જ્યારે પ્રાણોને તુચ્છ સમજીને 'નવકાર'ના જાપ આદિ કોઈ કામ માટે તૈયાર થઇશુ તો નિઃસદેહ વિઘ્નો ઉપર વિજય મેળવશુ અને આપણા કાર્યમા સફળતા વરીશુ

આનુ પૂછો તો માગવાનો અધિકાર 'નવકાર'ને છે, આપણને નહિ કારણકે આપણા ઉપરના તેઓશ્રીના આજ સુધીના ઉપકારોનો કોઈ સીમા નથી એ ઉપકારી ભગવંતોના ઉપકારનો યથાશક્ય બદલો વાળવાના અવસરે પણ 'બદલામા આટલુ આપજો' એમ કહેવુ તે કૃતઘ્ન ભાવનો આભાવ સૂચવે છે

'નવકાર'મા મન જોડવુ એ પર્વત ઉપર ચડવા જેવુ છે વિષયોમા મન જોડવુ એ પર્વતથી પડવા જેવુ છે જો કે પર્વત ઉપર ચડવુ એ કઠણ છે પણ ચડયા બાદ શુદ્ધ વાયુ-મંડલની પ્રાપ્તિ વિગેરે મનને આનંદ આપે છે તેમ 'નવકાર'મા મનને જોડવુ કઠણ છે, પણ જોડયા પછી અનુભવાતો આનંદ અવર્ણનીય છે

॥ ॐ अर्हम् नम ॥

त्वमेव शरण, त्वमेव शरण ।
शरण शरण शरण शरण ॥



# તૃતીય વિભાગ



[ આ વિભાગમા પ્રાચીન ચૈત્યવંદનો સ્તુતિયો, સ્તવનો અને સજ્ઝાયોને સ્થાન આપવામા આવ્યુ છે અને અંતમા હિતશિક્ષાને યોગ્ય વસ્તુઓનો સગ્રહ કરવામા આવ્યો છે એમા "મહાવાક્યો" ના શિર્ષક તળે જે વાક્યો છે, તે આપ્તપુરૂષ પ્રણીત છે અને આત્મહિત માટે અતિ ઉપયોગી છે. ]



## શ્રી સિદ્ધાચલજીના ૨૧ નામનું ચૈત્યવંદન

નમો આદિ દેવ નમો આદિ દેવ,
કરે સુર અસુર ભક્તિથી જાસ સેવ,
ચિદાનંદ સદોહ લીલા નિધાન,
નમો વિમલગિરિ તીર્થનાથ પ્રધાન ૧

નમો સિદ્ધક્ષેત્ર નમો પુંડરીક,
નમો હિમાચલ સિદ્ધગિરિ ભક્તિ છેક,
નમો પુણ્યરાશિ નમો પર્વતેન્દ્ર,
શત્રુંજય દેવ સયલ નતેન્દ્ર ૨

નમો મુક્તિગેહ સુભદ્ર નગેન્દ્ર,
દૃઢશક્તિ મહાતીર્થ હરે કર્મવૃંદ,
નમો પુષ્પદન્ત મહાપદ્મનાભ,
ધરાપીઠ કૈલાસ નમો મુક્તિધામ ૩

પાતાલમૂલ નમો શાશ્વત ચ,
નમો સર્વકામિતપદ મુક્તિદ ચ,
નમો સર્વતીર્થાવતાર સુતાર,
નમો મુક્તિશ્રીમત નિર્વાણહાર ૪

જીકો ઉઠી પ્રભાતે જિન નામ જપે,
ગિરિરાજ નામે સયલ પાપ કંપે,
ગિરિરાજ ઉત્તમ પદ પદ્મ ધ્યાવે,
ચિદાનંદ નિજરૂપ તે શુદ્ધ પાવે ૫

# ચૈત્યવંદનો

## શ્રી સિદ્ધગિરિરાજ ચૈત્યવંદન.

શ્રી શત્રુંજય સિદ્ધક્ષેત્ર, દીઠે દુર્ગતિ વારે,
ભાવ ધરીને જે ચડે, તેને ભવપાર ઉતારે ૧
અનંત સિદ્ધનો એ ઠામ, સકલ તીર્થનો રાય,
પૂર્વ નવાણું ઋષભદેવ, જ્યાં ઠવિયા પ્રભુ પાય ૨
સુરજકુંડ સોહામણો, કવડજક્ષ અભિરામ;
નાભિરાયા કુલમંડણો જિનવર કરું પ્રણામ ૩

## શ્રી પુંડરીકસ્વામિનું ચૈત્યવંદન.

આદીશ્વર જિનરાયનો, ગણધર ગુણવંત,
પ્રગટ નામ પુંડરીક જાસ, મહીમાંહિ મહંત ૧
પંચકોડી સાથે મુણિંદ, અણસણ ઇહાં કીધ,
શુક્લધ્યાન ધ્યાતા અમૂલ, કેવલ તિહાં લીધ. ૨
ચૈત્રી પુનમને દિને એ, પામ્યા પદ મહાનંદ;
તે દિનથી પુંડરીકગિરિ. નામ દાન સુખકંદ. ૩

## શ્રી આદિનાથ ભગવાનનુ ચૈત્યવંદન.

આદિ દેવ અલવેસરૂ, વિનીતાનો રાય,
નાભિરાયા કુલમંડણો, મરૂદેવા માય ૧
પાંચશે ધનુષની દેહડી, પ્રભુજી પરમ દયાલ,
ચોરાશી લાખ પૂર્વનું, જસ આયુ વિશાળ. ૨
વૃષભ લંછન જિન વૃષધરૂ એ, ઉત્તમ ગુણમણિખાણ,
તસ પદ પદ્મ સેવન થકી લહીએ અવિચલ ઠાણ ૩

## શ્રી આદિનાથ ભગવાનનુ ચૈત્યવંદન.

જય જય નાભિનરિંદ નંદ સિદ્ધાચલ મંડણ,
જય જય પ્રથમ જિણંદ ચંદ, ભવદુખ વિહંડણ ૧
જય જય સાધુ સુરિંદવૃંદ, વંદિય પરમેસર,
જય જય જગદાનંદકંદ, શ્રીઋષભ જિનેસર ૨
અમૃત સમ જિનધર્મનો એ, દાયક જગમાં જાણ,
તુજપદ પંકજ પ્રીતધર નિશદિન નમત કલ્યાણ ૩

## શ્રી શાંતિનાથ ભગવાનનુ ચૈત્યવંદન

શાંતિજિનેશ્વર સોળમા, અચિરાસુત વંદો,
વિશ્વસેન કુલનભોમણિ, ભવિજન સુખ કંદો ૧
મૃગલંછન જિન આઉખુ, લાખ વરસ પ્રમાણ,
હત્થિણાઉર નયરી ધણી પ્રભુજી ગુણમણિખાણ ૨
ચાલીશ ધનુષની દેહડી, સમચઉરસ સંઠાણ,
વદન પદ્મ જ્યુ ચંદલો, દીઠે પરમ કલ્યાણ ૩

## શ્રી નેમિનાથ ભગવાનનુ ચૈત્યવદન

નેમિનાથ બાવીશમા શિવદેવી માય,
સમુદ્રવિજય પૃથ્વીપતિ, જે પ્રભુના તાય ૧
દશ ધનુની દેહડી, આયુ વરસ હજાર,
શંખ લછનધર સ્વામીજી તજી રાજુલ નાર. ૨
શૌરીપુરી નયરી ભલી એ બ્રહ્મચારી ભગવાન
જિન ઉત્તમપદ પદ્મને નમતા અવિચલ થાન. ૩

## શ્રી પાર્શ્વનાથ ભગવાનનુ ચૈત્યવદન

આશપુરે પ્રભુ, પાસજી તોડે ભવપાસ,
વામા માતા જનમીયો, અહિ લછન જાસ ૧
અશ્વસેન સુત સુખકરૂ એ, નવહાથની કાયા,
કાશીદેશ વાણારસી, પુણ્યે પ્રભુ આયા ૨
એકસો વરસનુ આઉખુ, પાળી પાર્શ્વકુમાર
પદ્મ કહે મુગતે ગયા, નમતા સુખ નિરધાર ૩

## શ્રી પાર્શ્વનાથ ભગવાનનુ ચૈત્યવદન

જય ચિંતામણિ પાર્શ્વનાથ ! જય ત્રિભુવનસ્વામિ !,
અષ્ટકર્મ રિપુ જિતીને, પંચમી ગતિ પામી ૧
પ્રભુ નામે આનંદ કંદ, સુખસંપત્તિ લહીએ,
પ્રભુ નામે ભવભય તણા પાતક સબ દહીએ, ૨
ૐ હ્રીં વર્ણ જોડી કરી, જપીએ પારસ નામ.

## શ્રી મહાવીરસ્વામિનું ચૈત્યવંદન.

સિદ્ધારથ સુતવંદિએ ત્રિશલાનો જાયો,
ક્ષત્રિયકુંડમાં અવતર્યો, સુર-નર-પતિ ગાયો ૧
મૃગપતિ લંછન પાઉલે, સાત હાથની કાયા,
બહોંતેર વરસનું આઉખું એ, વીરજિનેશ્વર રાયા ૨
ક્ષમાવિજય જિનરાજનાએ, ઉત્તમ ગુણ અવદાત;
સાત બોલથી વર્ણવ્યા પદ્મવિજય વિખ્યાત ૩

## શ્રી પરમાત્માનું ચૈત્યવંદન

પરમેશ્વર પરમાતમા, પાવન પરમિટ્ઠ,
જય જગગુરુ દેવાધિદેવ નયણેમેં દિટ્ઠ ૧
અચલ અકલ અવિકાર સાર, કરુણારસ-સિંધુ,
જગતિ જન આધાર એક, નિષ્કારણ બંધુ ૨
ગુણ અનંત પ્રભુ! તાહરા એ, કિમહી કહ્યા ન જાય,
“રામ” પ્રભુ જિન ધ્યાનથી, ચિદાનંદ સુખ થાય ૩

## પરમાત્માનું ચૈત્યવંદન

તુજ મૂર્તિને નિરખવા, મુજ નયણાં તરસે;
તુમ ગુણ ગણને બોલવા રસના મુજ હરસે ૧
કાયા અતિ આનંદ મુજ, તુમ યુગ પદ ફરસે,
તો સેવક તાર્યા વિના, કહો કિમ હવે સરશે? ૨
એમ જાણીને સાહિબા એ, નેક નજર મોહે જોય;
જ્ઞાનવિમલ પ્રભુ સુનજરથી, તે શું જે નવિ હોય ૩

## શ્રી પંચપરમેષ્ઠિનું ચૈત્યવંદન

બાર ગુણ અરિહંત દેવ, પ્રણમીજે ભાવે,
સિદ્ધ આઠ ગુણ સમરતા, દુઃખ દોહગ જાવે ૧
આચારજ ગુણ છત્રિશ, પચવિશ ઉવજ્ઝાય,
સત્તાવિશ ગુણ સાધુના જપતા શિવસુખ થાય ૨
અષ્ટોત્તર શત ગુણ મળીએ, એમ સમરો નવકાર,
ધીરવિમળ પંડિત તણો, નય પ્રણમે નિત સાર ૩

## શ્રી ચોવિશ જિનના વર્ણનું ચૈત્યવંદન.

પદ્મપ્રભ ને વાસુપૂજ્ય દોય રાતા કહીએ,
ચંદ્રપ્રભ ને સુવિધિનાથ દોય ઉજ્જ્વલ લહીએ ૧
મલ્લિનાથ ને પાર્શ્વનાથ દોય નીલા નિરખ્યા,
મુનિસુવ્રત ને નેમનાથ દોય અંજન સરખા ૨
સોળે જિન કંચન સમા, એવા જિન ચોવિશ,
ધીરવિમળ પંડિત તણો જ્ઞાનવિમળ કહે શિષ્ય ૩

## શ્રી સીમન્ધરસ્વામિના ચૈત્યવંદન.

શ્રી સીમંધર જગધણી, આ ભરતે આવો
કરુણાવંત કરુણા કરી, અમને વંદાવો ૧
સકલ ભક્ત તુમે ધણી જો હોવો અમ નાથ,
ભવોભવ હું છું તાહરો, નહિ મેલું હવે સાથ ૨
સયલ સંગ છંડી કરી, ચારિત્ર લઈશું,
પાય તુમારા સેવીને શિવ રમણી વરીશું ૩

એ અલજો મુજને ઘણો, પૂરો સીમંધર દેવ !
ઇહાં થકી હું વિનવું, અવધારો મુજ સેવ ૪
કરજોડી વિનવું એ, સામો રહી ઇશાન;
ભાવ જિનેશ્વર ભાણને દેજો સમકિત દાન ૫

# સ્તુતિઓ

## શ્રી સિદ્ધાચળની થોય

સિદ્ધાચલ મંડણ ઋષભ જિણંદ દયાળ,
મરૂદેવા નંદન, વંદન કરું ત્રણ કાળ;
એ તીરથ જાણી પૂર્વ નવાણું વાર,
આદીશ્વર આવ્યા, જાણી લાભ અપાર ૧

ત્રેવિશ તીર્થંકર, ચઢીયા ઇણ ગિરિરાય,
એ તીરથના ગુણ સુર અસુરાદિક ગાય;
એ પાવન તીરથ, ત્રિભુવન નહિ તસ તોલે,
એ તીરથના ગુણ, સીમંધર મુખ બોલે ૨

પુંડરીકગિરિ મહિમા, આગમમાં પ્રસિદ્ધ,
વિમલાચલ ભેટી, લઇએ અવિચલ રિદ્ધ;
પંચમી ગતિ પહોચ્યા, મુનિવર કોડા કોડ,
એણે તીરથ આવી કર્મ વિપાક વિછોડ ૩

શ્રી શત્રુંજય કેરી, અહોનિશ રક્ષાકારી,
શ્રીઆદિ-જિનેશ્વર આણ હૃદયમાં ધારી,

શ્રી નય વિધનહેર, ક્રૃપાજક્ષ ગણભૂર
શ્રી રવિશુધસાગર, સઘના સકટ ચુર ૪

## શ્રી આદીશ્વર ભગવાનની સ્તુતિ

આદિ જિનવર રાયા, જાસ સોવન કાયા,
મરૂદેવી માયા ધોરી લંછન પાયા
જગત સ્થિતિ નિપાયા, શુદ્ધ ચારિત્ર પાયા,
કેવલ સિરિ રાયા મોક્ષ નગરે સિધાયા ૧

સવિ જિન સુખકારી, મોહ મિથ્યા નિવારી,
દુરગતિ દુઃખ ભારી શોક સંતાપ વારી,
શ્રેણિ ક્ષપક સુધારી કેવલાનંત ધારી,
નમીએ નરનારી જેહ વિશ્વોપકારી ૨

સમવસરણે બેઠા, લાગે જે જિનજી મીઠા,
કરે ગણપ પઈઠા, ઇન્દ્ર ચન્દ્રાદિ દિઠ્ઠા,
દ્વાદશાંગી વરીટ્ઠા, ગુંથતા ટાલે રીટ્ઠા,
ભવિજન હોય હીટ્ઠા, દેખી પુણ્યે ગરીટ્ઠા ૩

સુર સમકિત વંતા જેહ ઋદ્ધે મહંતા,
જે સજ્જન સંતા, ટાળીએ મુજ ચિંતા,
જિનવર સેવંતા, વિઘ્નવારે દુરંતા,
'જિનઉત્તમ' થુણંતા, પદ્મને સુખ દિંતા ૪

## શ્રી શાંતિનાથ ભગવાનની સ્તુતિ

શાંતિ સુહંકર સાહિબા સંયમ અવધારે,
સુમિત્રને ઘરે પારણું ભવપાર ઉતારે,
વિચરતા અવનીતળે તપ ઉગ્ર વિહારે,
જ્ઞાન ધ્યાન એક તાનથી, તિર્યંચ નેય તારે ૧

પાસ વીર વાસુપૂજ્યજી નેમ મલ્લીકુમારી,
રાજ્ય વિહુણા એ થયા, આપ વ્રતધારી,
શાંતિનાથ પ્રમુખ સવિ, લહી રાજ્ય નિવારી,
મલ્લિનેમ પરણ્યા નહિ, બીજા વ્રતધારી ૨

કનક કમલ પગલા ઠવે, જગશાંતિ કરી જે,
રયણ સિંહાસન બેસીને, ભવી દેશના દીજે,
યોગાવચક પ્રાણીયા ફળ લેતા રીઝે,
પુષ્કરાવર્તના મેઘમાં, મગશેલ ન ભીંજે ૩

કોડવદન શુકરા રૂપે, શ્યામ રૂપ ચાર,
હાથ બીજેરૂ કમળ છે, દક્ષિણ કર સાર,
જક્ષ ગરૂડ વામ પાણિએ, નકુલાક્ષ વખાણે,
નિર્વાણીની વાત તો કવિ વીર ત જાણે ૪

## શ્રી પાર્શ્વનાથ ભગવાનની સ્તુતિ

પાસ જિણંદા વામાનંદા, જબ ગરભે ફલી,
સુપના દેખે અર્થ વિશેષે, કહે મઘવા મલી,
જિનવર જાયા સુર હુલરાયા, હુવા રમણી પ્રિયે,
નેમરાજી ચિત્ર વિરાજી, વિલોકિત વ્રત લીયે ૧

વીર એકાકી ચાર હજારે, દીક્ષા ધુર જિનપતિ,
પાસને મલ્લિ ત્રયશત સાથે, બીજા સહસને મતી,
ષટ્શત સાથે સંયમ ધરતા, વાસુપૂજ્ય જગધણી,
અનુપમ લીલા, જ્ઞાનરસીલા, દેજો મુજને ઘણી ૨

જિન મુખડીની વાણી મીઠી સુરતરુ વેલડી,
દ્રાક્ષ વિછાતે ગઇ વનવાસે, પીલે રસ શેલડી,
સાકર સેતી તરણા લેતી મુખે પશુ ચાવતી,
અમૃત મીઠું સ્વર્ગે દીઠું સુર વધુ ગાવતી ૩

ગજમુખ દક્ષ વામન યક્ષો, મસ્તકે ફણાવલી,
ચાર તે બાંહી કચ્છપવાહી કાયા જસ શામલી,
ચઉકર પ્રૌઢા નાગારૂઢા દેવી પદ્માવતી,
સોવન કાંતિ પ્રભુગુણ ગાતી, વીર ઘર આવતી ૪

( ૨ )

સકલ સુરાસુર સેવે પાયા, નયરી વાણારસી નામ સોહાયા,
અશ્વસેન કુલ આયા,
દશને ચાર સુપન દિખલાયા વામાદેવી માતાએ જાયા,
લંછન નાગ સોહાયા,
છપ્પન દિગ કુમરી હુલરાયા, ચોસઠ ઇંદ્રાસન ડોલાયા,
મેરુશિખર નવરાયા,
નીલ વરણ તનુ સોહે કાયા, શ્રી વિજયસેનસૂરીશ્વર ગાયા
પાસજિનેસર રાયા ૧

વિદ્રુમ વર્ણા દોય જિણંદા, દો નીલા દો ઉજ્જવલ ચંદા,
દો કાલા સુખકંદા,
સોલે જિનવર સોવન વરણા શિવપુર વાસી શ્રી પરમાણા,
જે પૂજે તે ધન્ના,
મહાવિદેહે જિન વિચરતા વિશે પુર શ્રી ભગવંતા,
ત્રિભુવન તે અરિહંતા
તીરથ સ્થાનક નામુ એ શિશ, ભાવ ધરીને વિશ્વાવિશ,
શ્રીવિજયસિંહ સૂરીશ. ૨
આચાર પ્રમુખ અંગ અગ્યાર, મન શુદ્ધે ઉપાંગજ બાર,
દશ પયના સાર,
છેદ ગ્રંથ વળી ષટ્ વિચાર, મૂળ સૂત્ર બોલ્યા જિન ચાર,
નંદી અનુયોગદ્વાર,
પણયાલીશ જિન આગમ નામ, શ્રી જિન અર્થે ભાખ્યા જાણ,
ગણધર ગુંથે તામ;
શ્રી વિજયપ્રભસૂરિંદ વખાણે જે ભવિકા નિજ ચિત્તમાં જાણે,
તસ ઘર લક્ષ્મી આણે ૩
વિજાપુરમા સ્થાનક જાણી મહિમા મોટે તું મહારાણી,
ધનસીદર ધણીયાણી,
અહનિશ સેવે સુર વૈમાની પરતો પૂરણ તું સપરાણી,
પૂરવ પૂણ્ય કમાણી,
સંઘ ચતુર્વિધ વિઘ્ન નિવારો પાર્શ્વનાથની સેવા સારો,
સેવક પાર ઉતારો

શ્રીવિજયસેન સૂરીશ્વર રાયા, શ્રીવિજય દેવગુરુ પ્રણમી પાયા,
ઋષભદાસ ગુણ ગાયા ૪

( ૨ )

શંખેશ્વર પાસજી પૂજીએ નરભવનો લાહો લીજીએ,
મનવાંછિત ફળ સુરતરુ, જય વામા સુત અલવેસરુ ૧
દોય રાતા જિનવર અતિભલા, દોય ધોળા જિનવર ગુણનીલા
દોય નીલા દોય શામળ કહ્યા, સોળે જિન કંચન વર્ણ લહ્યા ૨
આગમ તે જિનવર ભાખીયો ગણધર તે હૈડે રાખીયો,
તેહનો રસ જેણે ચાખીયો, તે હુઓ શિવસુખ સાખીયો ૩
ધરણીધર રાય પદ્માવતી પ્રભુ પાર્શ્વતણા ગુણ ગાવતી,
સહુ સંઘના સંકટ ચૂરતી, નયવિમળના વાંછિત પૂરતી ૪

## શ્રી મહાવીર સ્વામિની સ્તુતિ

જય જય ભવિ હિતકર, વીર જિનેશ્વર દેવ,
સુરનરના નાયક જેહની સારે સેવ,
કરુણારસ કંદો, વંદો આણંદ આણી,
ત્રિશલાસુત સુંદર ગુણમણિ કેરો ખાણી ૧
જસ પંચ કલ્યાણક દિવસ વિશેષ સુહાવે,
પણ થાવર નારક, તેહને પણ સુખ થાવે,
તે ચ્યવન જન્મ વ્રત નાણ અને નિરવાણ
સવિ જિનવર કેરાં એ પાંચે અહિઠાણ

જિહાં પંચ સમિતિ યુત, પંચ મહાવ્રત ધાર,
જેહમાં પ્રકાશ્યા વળી, પાંચે વ્યવહાર,
પરમેષ્ઠિ અરિહંત, નાથ સર્વજ્ઞને પાર,
એ પંચ પદે લહ્યો, આગમ અર્થ ઉદાર ૩

માતંગ સિદ્ધાઈ, દેવી જિનપદ સેવી,
દુઃખ દુરિત ઉપદ્રવ, જે ટાળે નિતમેવી,
શાસન સુખદાયી આઈ સુણો અરદાસ
શ્રી જ્ઞાનવિમલ ગુણ, પૂરો વંછિત આસ ૪

(૨)

ગંધારી મહાવીર જિણંદા, જેને સેવે સુર નર ઈંદા,
દીઠે પરમાનંદા
ચૈતર શુદ તેરસ દિન જાયા, છપ્પન દિગકુમરી ગુણગાયા
હરખધરી હુલરાયા
ત્રિશ વરસ પાળી ઘરવાસ માગશર વદ દશમી વ્રત જાસ
ચિત્તરે મન ઉલ્લાસ
એ જિન સેવો હિતકર જાણી, એહથી લહીએ શિવ પટરાણી,
પુણ્યતણી એ ખાણી ૧

ઋષભ જિનેશ્વર તેરે ભવ સાર ચંદ્રપ્રભ ભવ આઠ ઉદાર,
શાંતિકુમાર ભવ બાર
મુનિસુવ્રતને નેમકુમાર, તે જિનના નવ નવ ભવ સાર,
દશ ભવ પાર્શ્વકુમાર

સત્તાવિશ ભવ વીન્ના કહીએ, સત્તર િ ાના નાુ નાણુ લહીએ,
જિન ૧વને સદ્દહીએ
ચોવિશ જિનનો એહ વિચાર એહથી લહીએ ભવનો પાર
નમતા જય જય કાર ૨
વૈશાખ શુદ દશમી લહી નાણુ સિંહાસન બેઠા વધમાન,
ઉપદેશ દે પ્રધાન
અગ્નિખુણે હવે પર્ષદા સુણીએ, સાધ્વી વૈમાનિક સ્ત્રી ભણીએ,
મુનિવર ત્યાંહી જ ભણીએ
વ્યતર જ્યોતિષી ભુવનપતિ નાર,એહનો નૈઋત્ય ખુણે અધિકાર,
વાય ય ખુણે એની નાર
ઇશાને સાહીએ નરનાર, વૈમાનિક સુર થઈ પર્ષદા બાર
સુણે જિનવાણી ઉદાર ૩
ચક્રેશ્વરી અજિયા દુરિયારી કાલી મહાકાલી મનોહારી,
અચ્ચુઆ સતા સારી
જ્વાલા સુતારયા ને અસોયા સિરીવચ્છા વરચદા માયા,
વિજયાંકુશી સુખ ઠાયા
પન્નતિ નિ વાણી અચ્ચુઆ ધરણી વૈરુટ્ટ્દત્ત ગધારી અઘહરણી
અબ પઉમા સુખકરણી.
સિદ્ધાઈ શાસન રખવાલી, કનકવિજય બુધ આનદકારી,
જસવિજય જયકારી. ૪

જિહાં પંચ સમિતિ ગુપ્ત, પંચ મહાવ્રત ધાર,
જેહમાં પ્રકાશ્યા વળી, પાંચે વ્યવહાર,
પરમેષ્ઠિ અરિહંત, નાથ સર્વજ્ઞને પાર,
એ પંચ પદે લહ્યો આગમ અર્થ ઉદાર ૩

માતંગ સિદ્ધાઈ, દેવી જિનપદ સેવી,
દુઃખ દુરિત ઉપદ્રવ, જે ટાળે નિતમેવી,
શાસન સુખદાયી આઈ સુણો અરદાસ
શ્રી જ્ઞાનવિમલ ગુણ, પૂરો વંછિત આસ ૪

(૭)

ગંધારી મહાવીર જિણંદા, જેને સેવે સુર નર ઇંદા,
દીઠે પરમાનંદા
ચૈતર શુદ તેરસ દિન જાયા, છપ્પન દિગકુમરી ગુણગાયા
હરખધરી હુલરાયા
ત્રિશ વરસ પાળી ઘરવાસ, માગશર વદ દશમી વ્રત જાસ
વિચરે મન ઉલ્લાસ
એ જિન સેવો હિતકર જાણી, એહથી લહીએ શિવ પટરાણી,
પુણ્યતણી એ ખાણી ૧
ઋષભ જિનેશ્વર તેરે ભવ સાર ચંદ્રપ્રભ ભવ આઠ ઉદાર,
શાંતિકુમાર ભવ બાર
મુનિસુવ્રતને નેમકુમાર, તે જિનના નવ નવ ભવ સાર,
દશ ભવ પાર્શ્વકુમાર

## શ્રી સિદ્ધાચલની સ્તુતિ

શ્રી શત્રુજય તીરથ સાર, ગિરિવરમા જેમ મેરુ ઉદાર,
ઠાકોર રાસ અપાર,
મ ત્ર માહે નવકાર જ જાણુ, તારામા જેમ ચદ્ર વખાણુ,
જલધર જલમાં જાણુ,
પખીમા જેમ ઉત્તમ હ સ, કુલ માહિ જેમ ઋષભનો વંશ,
નાભિ તણો એ અંશ,
ક્ષમાવતમા શ્રી અરિહત તપશૂરા મુનિવર મહત,
શત્રુજય ગિરિ ગુણવત ૧
ઋષભ અજિત સભવ અભિનદા સુમતિનાથ મુખ પૂનમચદા,
પદ્મપ્રભ સુખકદા,
શ્રી સુપાર્શ્વ ચદ્રપ્રભ સુવિધિ શીતલ શ્રેયાસ સેવો બહુ બુદ્ધિ
વાસુપૂજ્ય મતિ શુદ્ધિ,
વિમલ અનત ધમ જિનશાતિ કુથુ અર મલ્લિ નમુ એકાતિ,
મુનિસુવ્રત શુદ્ધ પતિ,
નમિ નેમ પાસ વીર જગદીશ, નેમ વિના એ જિન તેવિશ,
સિદ્ધગિરિ આવ્યા ઈશ ૨
ભરતરાય જિન સાથે બોલે, સ્વામિ! શત્રુજય ગિરિ કુણતોલે ?
જિનનુ વચન અમોલે,
ઋષભ કહે સુણો ભરતજી રાય છ'રી પાલતા જે નર જાય,
પાતિક ભૂકો થાય,
પશુ પખી જે ઇણ ગિરિ આવે, ભવ ત્રિજે તે સિદ્ધ જ થાયે
અજરામર પદ પાવે,

જિન મતમે શેત્રુજો વખાણ્યો, તેમે આગમ દિલમાંહે આણ્યો,
સુણતા સુખ ઉર ઠાણ્યો ૩
સંઘપતિ ભરત નરેશ્વર આવે સોવન તણા પ્રાસાદ કરાવે,
મણિમય મૂરતી થાવે,
નાભિરાય મરૂદેવી માતા બ્રાહ્મી સુંદરી બહેન વિખ્યાત,
મૂર્તિ નવાણુ ભ્રાતા,
ગૌમુખ યક્ષ ચકેસરી દેવી, શત્રુંજય સાર કરે નિત્ય મેવી
તપગચ્છ ઉપર હેવી
શ્રી વિજયનેમસૂરીશ્વરરાયા શ્રી વિજયદેવસૂરિ પ્રણમી પાયા,
ઋષભદાસ ગુણ ગાયા ૪

## શ્રીસિદ્ધચક્રની સ્તુતિ

અરિહંત નમો વળી સિદ્ધ નમો, આચારજ વાચક સાધુ નમો,
દર્શન જ્ઞાન ચારિત્ર નમો તપ એ સિદ્ધચક્ર સદા પ્રણમો ૧
અરિહંત અનંત થયા થાશે, વળી ભાવ નિક્ષેપે ગુણ ગાશે,
પડિક્કમણા દેવવંદન વિધિશું, આંબિલ તપ ગણણું ગણવું
વિધિશું ૨
છ રી પાળી જે તપ કરશે, શ્રીપાળ તણી પરે ભવ તરશે,
સિદ્ધચક્રને કુણ આવે તોલે, એહવા જિન આગમ ગુણ બોલે ૩
સાડાચાર વરસે તપ પૂરો, કર્મ વિદારણ તપ એ શૂરો,
સિદ્ધચક્રને મનમંદિર થાપો, નય વિમલેસર વર આપો. ૪

(૨)

વીરજિનેશ્વર અતિ અલવેસર, ગૌતમ ગુણના દરિયાજી,
એક દિન આણા વીરની લઇને, ગજગૃહી નચરીયાજી,
શ્રેણિક રાજા વદન આયા, ઉલટ મનમાં આણીજી,
પર્ષદા આગળ બાર બિરાજે હવે સુણો ભવી પ્રાણીજી ૧
માનવ ભવ તુમે પુણ્યે પામ્યા શ્રી સિદ્ધચક્ર આરાધોજી,
અરિહંત સિદ્ધ સૂરિ ઉવજ્ઝાયા, સાધુ દેખી ગુણ વાધોજી,
દરિસણ નાણ ચારિત્ર તપ કીજે, નવપદ ધ્યાન ધરીજેજી,
ધુર આશોથી કરવા આયંબિલ સુખ સંપદા પામીજેજી ૨
શ્રેણિકરાય ગૌતમને પૂછે, 'સ્વામિ ! એ તપ કેણે કીધોજી,
નવ આયંબિલ તપ વિધિશું કરતા, વાંછિત સુખ કેણે લીધોજી,
મધુરી ધ્વનિ બોલ્યા શ્રી ગૌતમ, સાંભળો શ્રેણિકરાય વયણાજી,
રોગ ગયો ને સંપદા પામ્યા શ્રીશ્રીપાળને મયણાજી ૩
રૂમઝુમ કરતી પાયે ને ઉર, દીસે દેવી રૂપાલીજી,
નામ ચક્કેસરી ને સિદ્ધાઇ આદિ જિન વીર રખવાલીજી,
વિઘ્ન કોડ હરે સૌ સઘના, જે સેવે એના પાયજી,
ભાણવિજય કવિ સેવક નય કહે, સાંનિધ્ય કરજો માયજી ૪



## શ્રી અરિહંત પદ ચૈત્યવંદન.

જય જય શ્રી અરિહંત ભાનુ, ભવિકમલ વિકાશી,
લોકાલોક અરૂપી રૂપી, સમસ્ત વસ્તુ પ્રકાશી ૧
સમુદ્ઘાત શુભ કેવલે, ક્ષય કૃત મલરાશી,
શુકલ ચરમ શુચિ પાદસે, ભયે વર અવિનાશી ૨
અંતરંગ રિપુ ગણ હણીએ, હુવે અપ્પા અરિહંત,
તસ પદ-પંકજમે રહી, હીરધર્મ નિત સંત ૩

## શ્રી સિદ્ધપદ ચૈત્યવંદન

શ્રી શૈલેશી પૂર્વપ્રાંત તનુ હિન ત્રિભાગી,
પુવ્વપયોગ પ્રસંગસે, ઉરધગત જાગી ૧
સમય એકમે લોકપ્રાંત, ગયે નિગુણ નિરાગી,
ચેતન ભૂપ આત્મરૂપ, સુદિશા લહી જાગી ૨
કેવલ દંસણ નાણથી એ, રૂપાતીત સ્વભાવ,
સિદ્ધ ભયે તસુ હીરધર્મ વંદે ધરી શુભ ભાવ ૩

## શ્રી આચાર્યપદ ચૈત્યવંદન

જિન-પદ-દુગ સુખરસ અનિલ, મિતરસ ગુણધારી,
પ્રબલ સબલ ઘન મોહકી જિણુ તે ચમુહારી ૧
ઞાજવાદિક જિનરાજ ગીત, નય તનુ વિસ્તારી,
ભવ કૂપે પાપે પડત, જગજન નિસ્તારી ૨
પંચાચારી જીવકે આચારજ પદ સાર,
તિનકું વંદે હીરધર્મ, અઠ્ઠોત્તર સો વાર ૩

## શ્રી ઉપાધ્યાયપદ ચૈત્યવંદન.

ધન ધન શ્રી ઉવજ્ઝાય રાય, શઠતા-ઘન-ભંજન,
જિનવર-દેશિત દુવાલસંગ, દૂર કૃત જનરંજન ૧
ગુણ વન ભંજણ-મયગયંદ સુયરશ્રેણિ કિય જગણ,
કુણાલઘ લોલ લોયણે, જત્થય ય મુય મંજણ ૨
મહાપ્રાણમે જિન લહ્યો એ, આગમને પદ તુર્ય,
તિનયે અહનિશ હીરધર્મ, વદે પાઠક વર્ય ૩

## શ્રી સાધુપદ ચૈત્યવંદન.

દંસણ નાણ ચરિત્ત કરી, વર શિવ-પદ ગામી,
ધર્મ શુક્લ શુચિ ચક્રસ, આદિમ ખય કામી ૧
ગુણ પમત્ત અપત્તતે, ભયે અંતરજામી,
માનમ ઇન્દ્રિય દમનભૂત, શમ દમ અભિરામી ૨
ચાઉતિ ઘન(૨૭)ગુણગણ ભર્યો એ, પંચમપ મુનિરાય,
તત્પદ પંકજ નમત હૈ, હીરધર્મ કે કાજ ૩

## શ્રી દર્શનપદ ચૈત્યવંદન

દુય પુગ્ગલ પરિયટ્ટ, અદ્ધ પરિમિત સંસાર,
ગંઠી-ભેદ તબ કરી લહે સબ ગુણનો આધાર ૧
ક્ષાયક વેદક વાશી અસંખ ઉપશમ પણ વાર,
વિના જેણુ ચારિત્ર નાણ, નહિ હુવે શિવ-દાતાર ૨
શ્રી સુદેવ-ગુરૂ-ધર્મની એ, રુચિ લછન અભિરામ,
દરસનકુ ગણી હીરધર્મ, અહનિશ કરત પ્રણામ ૩

## શ્રી જ્ઞાનપદ ચૈત્યવંદન

ક્ષિપ્રાદિક રસ શમ વહ્નિ, (૩૩૬) મીત આદિમ નાણું,
ભાવ મિલાપેરે જિન જનિત, શ્રુય વિમ પ્રમાણું ૧
ભવગુણ પજ્જાય ઓહિ હોય, મણ લોચન નાણ
લોકાલોક સરૂપ જાણું ઈંકે કેવલજાણ ૨
નાણાવરણી નાશથી એ, ચેતન નાણ પ્રકાશ,
નામ પદમે હીરધર્મ, નિત ચાહત અવકાશ ૩

## શ્રી ચારિત્રપદ ચૈત્યવંદન

જસમ પસાએ સાહુ પાય, જુગ જુગ સમિતેદ,
નમન કરે શુભ ભાવ લાય, કુણ નરપતિ વૃંદ ૧
જપે ધણી અરિહંતરાય, કરી કર્મ નિકંદ,
સુમતિ પચ તીન ગુપ્તિ યુત, દે સુખ અમંદ ૨
ઈંદુ કૃતિ (૨૫)માન કષાયથી એ, રહિત લેશ શુચિવંત,
જીવ ચરિત્તકું હીરધર્મ, નમન કરત નિત સંત ૩

## શ્રી તપપદ ચૈત્યવંદન

શ્રી ઋષભાદિક તીર્થનાથ તદ્ભવ શિવ જાણું,
ત્રિહિ અતૈરપિ બાહ્ય મધ્ય, દ્વાદશ પરિણામ ૧
વસુ કર (૨૮) મિત આમોસહિ આદિક લબ્ધિ નિધાન,
ભેદે નમતા યુત ખીણે, દલ ઘન (૮) કમ વિતાન ૨
નવમો શ્રી તપપદ ભયો એ, ઇચ્છા રોધ સ્વરૂપ,
વંદનતેં નિત હીરધર્મ, દૂર ભવતુ ભવકૂપ ૩

## શ્રી સિદ્ધચક્રનુ ચૈત્યવદન

જો ધુરિ સિરિ અરિહંત, મૂલ દઢ પીઠ પઈટ્ઠિઓ,
સિદ્ધ સૂરિ ઉવજ્ઝાય સાહુ-ચિહુ સાહ ગરિટ્ઠિઓ ૧
દસણ નાણ ચરિત્ત તવહિ પડિસાહા સુદરૂ
તત્તખ્ખર સરવગ્ગલદ્ધિ, ગુરુપયદલ દુબરૂ ૨
દિસિપાલ જક્ખ જક્ખિણી, પમુહ સુરકુસુમેહિં અલ કિયે,
સો સિદ્ધચક્ક ગુરુ કપ્પતરુ અમ્હ મનવાછિય ફલ દિયે ૩

૨

સકલ મગલ પરમ કમલા, કેલિ મજુલ મદિર,
ભય કોટિ સચિત પાપનાશન, નમો નવપદ જયકર ૧
અરિહત સિદ્ધ સૂરીશ વચક, સાધુ દર્શન સુખકર,
વર જ્ઞાન પદ ચારિત્ર તપ એ, નમો નવપદ જયકર ૨
શ્રીપાલરાજા શરીર સાજા, સેવતા નવપદ વર;
જગમાહિ ગાજા કીર્તિ ભાજા, નમો નવપદ જયકર ૩
શ્રીસિદ્ધચક્ર પસાય સકટ, આપદા નાશે સવે,
વળી વિસ્તરે સુમનો વાછિત નમો નવપ૦ જયકર ૪
આયબિલ નવદિન દેવવદન, ત્રણ ટક નિરતર,
બે વાર પડિક્કમણુ પલેવણ, નમો નવપદ જયકર ૫
ત્રણ કાળ ભાવે પૂજીએ, ભવતારક તીર્થંકર,
તિમ ગણણુ દોય હજાર ગણીએ નમો નવપદ જયકર ૬

વિધિ સહિત મન વચન, કાયા વશ કરી આરાધીએ,
તપ વર્ષ સાડા ચાર નવ પદ શુદ્ધ સાધન સાધિએ. ૭
ગદ દુઃખ ચરે શર્મ પૂરે, યશ વિમલેશ્વર વર,
શ્રીસિદ્ધચક્ર પ્રતાપ જાણી વિજય વિશ્વને સુખકર ૮

## શ્રી નવપદજીનુ સ્તવન

( પ્રીતલડી બન્ધાણી રે અજીત જિણંદસુ )

નવપદ ઓળી રે કીજે અતિશય ભાવથી,
શ્રીપાળ મયણા પેઠે નર ને નાર જો,
અરિહંત સિદ્ધને સૂરિ વાચક મુનિવરા,
દર્શન નાન ચરણ તપ નવ સુખકાર જો-નવપદ ઓળી રે ૧
પદ પદ માળિવ નવકારવાળી વિશને
ગણીએ કરી ષટ આવશ્યક બેશજો,
કર્મ નિકાચિત રોગો આ ભવના ટળે
ઉપસર્ગો સકળ નાસે સવી કલેશ જો-નવપદ ઓળી રે ૨
આતમ નવધા ક્ષાયિક ઋદ્ધિ નીપજે,
જનમ જરા ને મૃત્યુ ભયનો નાશ જો,
આતમ તે પરમાતમ ભાવે ઉલ્લસે,
અનંત આનંદ અનુભવ પ્રગટે ખાસ જો-નવપદ ઓળી રે ૩
ગુરુગમ લહીને નવપદ ધ્યાને રીઝીયે,
સમતા ભાવે સુખ દુઃખ સહીએ સર્વ જો,
દુઃખની વખતે દિનપણુ નવ ધારીએ,
લક્ષ્મી સત્તાનો નવી કરીએ ગર્વ જો-નવપદ ઓળી રે. ૪

દ્રવ્ય ભાવ વ્યવહાર ને નિશ્ચય નય થકી
ભેદાભેદે નવપદ સત્ય સ્વરૂપ જો,
બુદ્ધિસાગર આરાધતા આતમા,
નિજમા નવપ ઋદ્ધિ પ્રગટે અનુપજો–નવપદ ઓળી રે ૫

## શ્રીસિદ્ધચક્રનુ સ્તવન

શ્રીસિદ્ધચક્ર આરાધિયે રે શિવસુખ ફલ સહકાર લાલ રે,
જ્ઞાનાદિક ત્રણ રત્નનુ તેજ ચઢાવણહાર લાલરે શ્રી ૧
ગૌતમે પૂછતા કહ્યો, વીરજિણદ વિચાર લાલ રે
નવપદ મત્ર આરાધતા, ફલ લહે ભવિક અપાર લાલ રે શ્રી ૨
ધર્મરથના ચાર ચક્ર છે, ઉપશમને સુવિવેક લાલ રે,
સવર તિજુ જાણીએ, ચોથુ સિદ્ધચક્ર છેક લાલ રે શ્રી ૩
ચક્રી ચક્ર રયણ બળે સાધે સયલ છ ખડ લાલ રે,
તિમ સિદ્ધચક્ર પ્રભાવથી તેજ પ્રતાપ અખડ લાલ રે શ્રી
મયણા ને શ્રીપાલજી, જપતા બહુ ફળ લીધ લાલ રે,
ગુણ જસવત જિનેન્દ્રનો, જ્ઞાન વિનોદ પ્રસિદ્ધ લાલ રે શ્રી ૫

## શ્રી સિદ્ધચક્ર સ્તવન

સિદ્ધચક્ર પર સેવા કીજે નરભવ લાહો લીજેજી,
વિધિપૂર્વક આરાધન કરતા, ભવ ભવ પાતક છીજે–
ભવિયણ ભજીએજી
અવર અનાદિની ચાલ, નિત્ય નિત્ય તજીએજી ૧

દેવના દેવ દયાકર ઠાકર, ચાકર સુરનર ઇંદાજી
ત્રિગડે ત્રિભુવન નાયક બેઠા પ્રણમોથી જિન ચંદા ભવિ૦ ૨
અજ અવિનાશી અકળ અજરામર, કેવલ દંસણ નાણીજી;
અવ્યાબાધ અનંતુ વીરજ સિદ્ધ પ્રણમો ગુણી ખાણી ભવિ૦ ૩
વિદ્યા સૌભાગ્ય લક્ષ્મી પીઠ, મંત્રરાજ યોગપીઠ જી;
સુમેરુ પીઠ એ પંચ પ્રસ્થાને, નમો આચારજ ઈંઠ ભવિ૦ ૪
અંગ ઉપાંગ નંદી અનુયોગ, છ છેદને મૂળ ચારજી;
દશ પયન્ના એમ પણયાલીસ પાઠક તેહના પાર ભવિ૦ ૫
વેદ ત્રણ હાસ્યાદિક ષટ્ક, મિથ્યાત્વ ચાર કષાયજી,
ચૌદ અભ્યંતર નવવિધ બાહ્યની ગ્રંથી તજે મુનિરાય ભવિ૦ ૬
ઉપશમ ક્ષયઉપશમ ને ક્ષાયક, દર્શન ત્રણ પ્રકારજી
શ્રદ્ધા પરિણતિ આતમ કેરી નમીએ વારંવાર ભવિ૦ ૭
અઠ્ઠાવિશ ચૌદ ષટ દુગ એક, મત્યાદિકના જાણજી,
એમ એકાવન ભેદે પ્રણમો, સાતમે પદ વરનાણ. ભવિ૦ ૮
નિવૃત્તિ ને પ્રવૃત્તિ ભેદે, ચારિત્ર છે વ્યવહારજી,
નિજ ગુણ સ્થિરતા ચરણ તે પ્રણમો, નિશ્ચય શુદ્ધ પ્રકાર ભવિ૦
બાહ્ય અભ્યંતર તપ તે સંવર, સમતા નિર્જરા હેતુજી,
તે તપ નમીએ ભાવ ધરીને, ભવસાગરમાં સેતુ. ભવિ૦ ૧૦
એ નવપદમાં પણ છે ધર્મી ધર્મ તે વરતે ચારજી,
દેવ ગુરૂને ધર્મ તે એહમાં, દો તીન ચાર પ્રકાર ભવિ૦ ૧૧

દ્રવ્ય ભાવ વ્યવહાર ને નિશ્ચય નય થકી
ભેદાભેદે નવપદ મન્ય સ્વરૂપ જો,
બુદ્ધિસાગર આનાધતા આતમા,
નિજમા નવપ ઋદ્ધિ પ્રગટે અનુપજો-નવપદ ઓળી રે ૫

## શ્રીસિદ્ધચક્રનુ સ્તવન

શ્રીસિદ્ધચક્ર આરાધિયે રે શિવસુખ ફલ સહકાર લાલ રે,
જ્ઞાનાદિક ત્રણ રત્નનુ તેજ ચઢાવણહાર લાલરે શ્રી ૧
ગૌતમે પૂછતા કહ્યો, વીરજિણદ વિચાર લાલ રે
નવપદમ ન આરાધતા, ફલ લહે ભવિક અપાર લાલ રે શ્રી ૨
ધર્મચના ચાર ચક છે, ઉપશમને સુવિવેક લાલ રે,
મવર તિણુ જાણીએ, ચોથુ સિદ્ધચક્ર છેક લાલ રે શ્રી ૩
ચકો ચક્ર રયણ બળે નાધે સયલ છ ખડ લાલ રે,
તિમ સિદ્ધચક્ર પ્રભાવથી તેજ પ્રતાપ અખડ લાલ રે શ્રી
મયણા ને શ્રીપાલજી, જપતા બહુ ફળ લીધ લાલ રે,
ગુણ જસવત જિનેન્દ્રનો, જ્ઞાન વિનોદ પ્રસિદ્ધ લાલ રે શ્રી ૫

## શ્રી સિદ્ધચક્ર સ્તવન

સિદ્ધચક્ર પર સેવા કીજે નરભન લાહો લીજેજી,
વિધિપૂર્વક આરાધન કરતા, ભન ભવ પાતક છીજે-
ભવિયણ ભજીએજી
અવર અનાદિની ચાલ, નિત્ય નિત્ય તજીએજી ૧

દેવના દેવ દયાના સાગર, ચાકર ગુરના ઉદાજી
ત્રિગડે ત્રિભુવન નાયક બેઠા, પ્રણમો શ્રી જિન સદા ભવિ૦ ૨
અજ અવિનાશી અકલ અજરામર, કેવલ દંસણ નાણીજી,
અવ્યાબાધ અનંતુ વીરજ સિદ્ધ પ્રભુમો ગુણખાણી ભવિ૦ ૩
વિદ્યા સૌભાગ્ય લક્ષ્મી પીઠ, મંત્રરાજ યોગપીઠ જી,
સુમેરુ પીઠ એ પંચ પ્રસ્થાને, નમો આચારજ દઈ ભવિ૦ ૪
અંગ ઉપાંગ નંદી અનુયોગ, છ છેદને મૂળ ચારજી,
દશ પયન્ના એમ પણયાલીસ પાઠક તેહના પાર ભવિ૦ ૫
વેદ ત્રણ હાસ્યાદિક ષટક, મિથ્યાત્વ ચાર કષાયજી,
ચૌદ અભ્યંતર નવવિધ બાહ્યની ગ્રંથી તજે મુનિરાય ભવિ૦ ૬
ઉપશમ ક્ષયઉપશમ ને ક્ષાયક, દર્શન ત્રણ પ્રકારજી
શ્રદ્ધા પરિણતિ આતમ કેરી નમીએ વારવાર ભવિ૦ ૭
અઠ્ઠાવિસ ચૌદ ષટ દુગ એક, મત્યાદિકના જાણજી,
એમ એકાવન ભેદે પ્રણમો, સાતમે પદ વરનાણ ભવિ૦ ૮
નિવૃત્તિ ને પ્રવૃત્તિ ભેદે, ચારિત્ર છે વ્યવહારજી,
નિજ ગુણ સ્થિરતા ચરણ તે પ્રણમો, નિશ્ચય શુદ્ધ પ્રકાર ભવિ૦
બાહ્ય અભ્યંતર તપ તે સંવર, સમતા નિર્જરા હેતુજી,
તે તપ નમીએ ભાવ ધરીને, ભવસાગરમાં સેતુ ભવિ૦ ૧૦
એ નવપદમાં પણ છે ધર્મી, ધર્મ તે વરતે ચારજી,
દેવ ગુરુને ધર્મ તે એહમાં, દો તીન ચાર પ્રકાર ભવિ૦ ૧૧

મારગદેશક અવિનાશી પણુ, આચાર વિનય સંકેતજી
સહાય-પણુ ધરતા સાધુજી, પ્રણુમો એહીજ હેતે ભવિ૦ ૧૨
શ્રીવિમલેશ્વર સાનિધ્ય કરે તેહની જે ઉત્તમ આરાધેજી,
પદ્મવિજય કહે તે ભવિપ્રાણી, નિજ આતમ-હિત સાધે ભવિ૦

## શ્રી સિદ્ધચક્રની સ્તુતિ

જિનશાસન વાંછિત પૂરણ દેવ રસાલ,
ભાવે ભવિ ભણિએ, સિદ્ધચક્ર ગુણમાલ;
તિહુ કાળે એહની, પૂજા કરે ઉજમાળ
તે અજર અમર પદ, સુખ પામે સુવિશાળ ૧

અરિહંત સિદ્ધ વંદો, આચારજ ઉવજ્ઝાય,
મુનિ દરસણ નાણુ, ચરણ તપ એ સમુદાય,
એ નવપદ સમુદિત સિદ્ધચક્ર સુખદાય,
એ ધ્યાને ભવિના, ભવકોટિ દુ ખ જાય ૨

આસો ચૈતરમાં, શુદિ સાતમથી સાર
પૂનમ લગી કીજે, નવ આંબિલ નિરધાર,
દોય સહસ ગણણું, પ સમ સાડાચાર,
એકયાશી આંબિલ, તપ આગમ અનુસાર ૩

શ્રી સિદ્ધચક્રનો સેવક, શ્રી વિમલેશ્વરદેવ
શ્રીપાલતણી પરે, સુખપૂરે સ્વયમેવ,
દુ ખ દોહગ નાવે, જેહ કરે એહની સેવ,
શ્રી સુમતિસુગુરુનો, રામ કહે નિત્યમેવ ૪

## શ્રી સિદ્ધગિરિરાજના સ્તવનો

(પ્રીતલડી બંધાણી રે અજિત જિણંદશું)

શોભા શી કહું રે શેત્રુંજા તણી
જ્યાં વસીયા છે પ્રથમ તીર્થંકર દેવ જો
જેણીને નયણે તરે ' ઋષભ ' સમોસર્યા,
ચાહે સુરપતિ સારે પ્રભુની સેવ જો. ॥ શોભા૦ ॥ ૧ ॥
નિરખ્યો તે "નાભિરાય" કેરા પુત્રને
માતા "મરુદેવી" કેરા નંદ જો,
જેણીને "વિનિતા" નગરીનો ધણી,
મુખડું સોહિએ જાણે પૂનમનો ચન્દ જો ॥ શોભા૦ ॥ ૨ ॥
નિરખીને નારી કહીને વિનવે,
પિયુડા મુજને ' પાલીતાણા ' દેખાડો જો,
એ ગિરિ પૂરવ નવાણું સમોસર્યા,
માટે મુજને "આદીશ્વર" ભેટાવ જો ॥ શોભા૦ ॥ ૩ ॥
મારું મન જાવાની ઘણી હોંશ છે,
ક્યારે જાવું ને ? ક્યારે કરું દરશન જો ?
તમારે મન મારું તરસે ઘણું,
નયણ નિહાળું તારા મારા લોચન જો ॥ શોભા૦ ॥ ૪ ॥
એવી ને અરજ બતાવે સાંભળો,
હુકમ કરો તો આવું તમારી પાસ જો
મહેર કરીને એક વાર દરિસણ દિજીએ
શ્રી "શુભવીરની" પહોંચે મનની આશ જો ॥ શોભા ॥ ૫ ॥

(૨)

શેત્રુંજા ગઢના વાસી રે મુજરો માનજો રે,
સેવકની સુણી વાતો રે દિલમાં ધારજો રે,
પ્રભુ ! મેં દીઠો તુમ દેદાર,
આજ મને ઉપન્યો હર્ષ અપાર,
સાહિબાની સેવા રે, ભવદુઃખ ભાજશે રે ॥ ૧ ॥
એક અરજ અમારી રે દિલમાં ધારજો રે,
ચોરાશી લાખ ફેરા રે, દૂર નિવારજો રે
પ્રભુ ! મને દુર્ગતિ પડતો રાખ
દરિશન વ્હેલું રે દાખ, ॥ સાહિબાની ॥ ૨ ॥
દોલત સવાઈ રે સોરઠ દેશની રે,
બલિહારી હું જાઉં રે પ્રભુ ! તારા વેશની રે,
પ્રભુ ! તારૂં રૂડું દીઠું રૂપ,
મોહ્યા સુરનર વૃંદ ને ભૂપ ॥ સાહિબાની ॥ ૩ ॥
તીરથ કો નહિ રે શત્રુંજય સારિખું રે,
પ્રવચન દેખી રે, કીધું મેં પારખું રે
ઋષભને જોઈ જોઈ હરખે જેહ,
ત્રિભુવન લીલા પામે તેહ ॥ સાહિબાની ॥ ૪ ॥
ભવોભવ માગું રે પ્રભુ તારી સેવના રે,
ભાવઠ ન ભાગે રે જગમાં તે વિના રે,
પ્રભુ ! મારા પૂરો મનના કોડ,
એમ કહે ઉદયરતન કર જોડ ॥ સાહિબાની ॥ ૫ ॥

( ૩ )

જ્ઞાન રયણ રયણાયરૂ રે, સ્વામી શ્રી ઋષભ જિણંદ,
ઉપગારી અરિહા પ્રભુ રે, લોક લોકોત્તરાનંદ રે ॥
ભવિયા ભાવે ભજો ભગવંત,
મહિમા અતુલ અનંત રે ભવિયા૦ ॥ ૧ ॥
તિગ તિગ આરક સાગરૂ રે કોડાકોડી અઢાર
જુગલા ધર્મ નિવારીયો રે, ધર્મ પ્રવર્તન હાર રે,
॥ ભવિયા૦ ॥ ૨ ॥
જ્ઞાનાતિશયે ભન્યના રે શંસય છેદન હાર,
દેવ નરા તિરિ સમઝીયા રે, વચનાતિશય ઉદાર રે. ॥
ભવિયા૦ ॥ ૩ ॥
ચાર ઘને મઘવા ભ્યવેરે પૂજાતિશય મહંત,
પંચ ઘને યોજન હવે રે કષ્ટ એ તુર્ય પમંત રે
ભવિયા૦ ॥ ૪ ॥
યોગ-ખમંકર જિનવરૂ રે, ઉપશમ ગંગાનીર,
પ્રીતિ ભક્તિપણે કરી રે, નિત્ય નમે શુભવીર રે
ભવિયા૦ ॥ ૫ ॥

( ૪ )

એક દિન પુંડરીક ગણધરૂ રે લાલ
પૂછે શ્રી આદિજિણંદ-સુખકારી રે,
કહીએ તે ભવજલ ઉતરી રે લાલ,
પામીશ પરમાનંદ ભવવારી રે એક૦ ૧

કહે જિન ઈણ ગિરિ પામશો રે લાલ
જ્ઞાન અને નિરવાણ જયકારી રે,
તીરથ મહિમા વાધશે રે લાલ,
અધિક અધિક મંડાણ નિરધારી રે એક૦ ૨
ઈમની સુણી ઈહાં આવીયા રે લાલ,
ઘાતી કરમ કર્યા દૂર તમ વારી રે,
પચક્રોડ મુનિ પરિવર્યા રે લાલ
હુવા સિદ્ધિ હજુર ભવ વારી રે એક૦ ૩
ચૈત્રી પૂનમ દિન કીજીએ લાલ,
પૂજા વિવિધ પ્રકાર દિલધારી રે,
ફરી પ્રદક્ષિણા કાઉસગ્ગા રે લાલ,
લોગસ્સ થુઇ નમુક્કાર નરનારી રે એક૦ ૪
દશ વિશ ત્રિશ ચાલીશ ભલા રે લાલ,
પચાસ પુષ્પની માળ અતિ સારી રે,
નરભવ લાહો લીજીએ લાલ
જિમ હોય જ્ઞાન વિશાળ મનોહારી રે એક૦ ૫

## રાયણ પગલાનું સ્તવન

શ્રી આદીશ્વર અંતરજામી જીવન જગત આધાર,
શાંત સુધારસ જ્ઞાને ભરીયો, સિદ્ધાચલ શણગાર ॥
રાયણ રૂડી રે જીહાં પ્રભુ પાય ધરે ॥
વિમલગિરિ વંદો રે દેખત દુખ હરે ॥
પુણ્યવંતા પ્રાણી રે પ્રભુજીની સેવા કરે ॥ ૧ ॥

ચુવા ચુવા ચદન ઔર અરગજા, કેશર તિલક વિરાજે મો૦ ૪
ઇણુગિરિ સાધુ અનતા સિધ્યા, કહેતા પાર ન આવે મો૦ ૫
જ્ઞાનવિમલ પ્રભુ ! એણી પરે બોલે આ ભવ પાર ઉતારો મો૦ ૬

## શ્રી સિદ્ધગિરિરાજ સ્તવન

વિમાચલ વિમલા પાણી ,
શીતલ તરુ છાયા ઠરાણી,
રસ વેધક કચન ખાણી ,
કહે ઈન્દ્ર સુણો ઇન્દ્રાણી
સનેહી સત એ ગિરિ સેવો ,
ચૌદ ક્ષેત્રમા તીરથ નહિ એવો ॥ સનેહી ॥ ૧
ષટરી પાળી ઉલ્લસીએ ,
છઠ્ઠ અઠ્ઠમ કાયા કમીએ
મોહ મલ્લની સામા ધમીએ,
વિમલાચલ વેગે વસીએ ॥ સનેહી ॥ ૨ ॥
અન્ય સ્થાનક કર્મ જે કરીએ
તે હિમગિરિ હેઠે હરીએ,
પાખલ પ્રદક્ષિણા ફરીએ
ભવ જલધિ હેલા તરીએ ॥ સનેહી ॥ ૩ ॥
શિવમદિર ચઢવા કાજે
સોપાનની પકિત બિરાજે,
ચઢતા સમકિતી છાજે,
દુરભવ્ય અભવ્યતે લાજે ॥ સનેહી ॥ ૪ ॥

પાંડવ પ્રમુખ કેઇ સંતા,
　　આદીશ્વર ધ્યાન ધરંતા,
પરમાતમ ભાવ ભજંતા,
　　સિદ્ધાચલ સિધ્ધા અનંતા ॥ સનેહી ॥ ૫ ॥
ષટ્ માસી ધ્યાન ધરાવે,
　　શુકરાજા રાજ્યને પાવે,
બહિરંતર શત્રુ હરાવે,
　　શત્રુંજય નામ ધરાવે ॥ સનેહી ॥ ૬ ॥
પ્રણિધાને ભજો ગિરિ જાચો,
　　તીર્થંકર નામ નિકાચો,
મોહરાયને લાગે તમાચો
　　શુભવીર વિમલગિરિ સાચો ॥ સનેહી ॥ ૭ ॥

( ૨ )

પ્રણમો પ્રેમે પુંડરીક ગાજીયો,
　　ગાજ્યો જગમાં રે એહ સોભાગી,
જાત્રાએ જાતાં રે પગે પગે નિર્જરે;
　　બહુ ભવ સંચિત જેહ સોભાગી. ॥પ્ર૦ ॥ ૧ ॥
પાપ હોય વજ્રલેપ સમોવડ,
　　તેહ પણ જાયે દૂર સોભાગી,
જો એ ગિરિનું દરસન કીજીએ
　　ભાવ-ભક્તિ ભરપૂર સોભાગી ॥ પ્ર૦ ॥ ૩ ॥

ગૌહત્યાદિક હત્યા ચર જે,
કારક તેહના જે હોય સોભાગી,
તે પણ એ ગિરિ દરશન જો કરે
પામે શિવગતિ સોય, સોભાગી ॥ પ્ર૦ ॥ ૩ ॥
શ્રી શુકરાજા નરપતિ ઇણે ગિરિ
કરતો જિનવર ધ્યાન સોભાગી,
ષટ્ માસે રિપુ વિલય ગયા સવે',
વાધ્યો અધિક તસ વાન સોભાગી ॥ પ્ર૦ ॥ ૪ ॥
ચંદ્રશેખર નિજ ભગિની ભોગવી,
કીધું પાપ મહંત સોભાગી,
તે પણ એ તીરથ આરાધતા,
પામ્યો શુભગતિ સંત સોભાગી ॥ પ્ર૦ ॥ ૫ ॥
મોર સર્પ ને વાઘ પ્રમુખ બહુ
જીવ છે જે વિકરાલ સોભાગી,
તે પણ એ ગિરિ દરિશન પુણ્યથી,
પામે સુગતિ વિશાલ સોભાગી ॥ પ્ર૦ ॥૬ ॥
એહવો મહિમા એ તીરથ તણો,
ચૈત્રી પૂનમે વિશેષ સોભાગી;
શ્રી વિજયરાજ સૂરીશ્વર શિષ્યનો,
દાન ગયા દુઃખ લેશ સોભાગી ॥ પ્ર૦ ॥ ૭ ॥

( 3 )

આવપણે આપણ સમનેહી, રમતા નવ નવ વેશે,
આજ તુમે પામ્યા પ્રભુતાઈ, અમે તો સંસાર નિવેશે ॥
હો પ્રભુજી ! ઓલભડે મન ખીજે ॥ ૧ ॥
જો તુમ થાતા શિવ સુખ લઈએ તો તુમને કઈ ધ્યાવે
પણ ભવસ્થિતિ પરિપાક થયા વિણ, કોઈ ન મુગતિ જાવે
॥ હો પ્રભુજી ! ॥ ૨ ॥
સિદ્ધનિવાસ લહે ભવસિદ્ધિ, તેમાં શ્યો પાડ તુમારો,
તો ઉપગાર તુમારો વહીએ, અભવ્ય સિદ્ધને તારો
॥ હો પ્રભુજી ! ॥ ૩ ॥
નાણ રયણ પામી એકાંતે, થઈ બેઠા મેવાસી,
તે માંહેલો એક અંશ જો આપો, તો વાતે શાબાશી
॥ હો પ્રભુજી ! ॥ ૪ ॥
અક્ષય પદ દેતા ભવિજનને સંકીર્ણતા નવિ થાય,
શિવ-પદ દેવા જો સમરથ છો, તો જસ લેતા શું જાય
॥ હો પ્રભુજી ! ॥ ૫ ॥
સેવા ગુણ રંજ્યો ભવિજનને, જો તુમે કરો વડભાગી
તો તુમે સ્વામી કેમ કહાવો નિર્મમ ને નિરાગી
॥ હો પ્રભુજી ! ॥ ૬ ॥
નાભિનંદન જગવંદન પ્યારા જગગુરુ જગ જયકારી,
રૂપ વિબુધનો મોહન પભણે, ઋષભ લંછન બલિહારી
॥ હો પ્રભુજી ! ॥

(૪)

પ્રભુજી ! આવ્યુ પાલીતાણા શહેર કે,
મન હરખે ઘણુ રે લોલ
પ્રભુજી ! સંઘ ઘણેરા આવે કે,
એ ગિરિ ભેટવા રે લોલ. ॥ ૧ ॥
પ્રભુજી ! આવ્યુ પાલીતાણા શહેર કે,
તલાટી શોભતી રે લોલ
પ્રભુજી ! ડુંગરીએ ચઢતા કે,
મન હરખે ઘણુ રે લોલ ॥ ૨ ॥
પ્રભુજી ! આવ્યો હીંગળાજનો હડો કે,
કેડે હાથ દઈ ચડોરે લોલ
પ્રભુજી ! આવ્યુ છાલા કુંડ કે,
શીતળ છાયડી રે લોલ ॥ ૩ ॥
પ્રભુજી ! આવી રામજ પોળ કે
સામી મોતિવસહી રે લોલ
મોતિવસહી દિસે ઝાકઝમાલ કે,
જોયાની જુગતિ ભલી રે લોલ. ॥ ૪ ॥
પ્રભુજી ! આવી વાઘણપોળ કે
ડાબા ચક્કેસરી રે લોલ
ચક્કેસરી જિનશાસન રખવાળ કે,
સંઘની સહાય કરે રે લોલ ॥ ૫ ॥

પ્રભુજી ! આવી હાથણપોળ કે,
સામા જગધણી રે લોલ
પ્રભુજી ! આવ્યા મૂળ ગભારે કે,
આદીશ્વર ભેટીયા રે લોલ ॥ ૬ ॥
આદીશ્વર ભેટે ભવદુખ નિતય કે,
શિવસુખ પામીએ રે લોલ
પ્રભુજીનુ મુખડુ પૂનમ કેરો ચંદ કે,
મોહ્યા સુરપતિ રે લોલ ॥ ૭ ॥
પ્રભુજી ! તુમ થકી નહિ રહુ દૂર કે,
ગિરિ પધે વસ્યા રે લોલ
એમ વીરવિજયની વાણી કે,
શિવસુખ આપજો રે લોલ ॥ ૮ ॥

(૫)

વિમનાચલથી મન મોહ્યુ રે, મને ગમે ન બીજે કયાંય
મન મોહનમા સુખ જોયુ ર, મુજ આતમ સુખની છાય વિ૦
વિમલાચલ ઋષભ સ્વામી લળી લળી વદુ શુભકામી
મુજ જીવન અતરયામી રે અનુભવથી અનુભવાય વિ૦
મન મોહન લાગ્યા મીઠા આદીશ્વર નયણે દીઠા,
હવે રહ્યા ન લખવા ચીઠા, મન મસ્તીથી મલકાય. વિ૦
સિધ્યા તુજ પ્રેમે અનતા વળી સિધ્ધને ભવીજન સતા,
થયા સિધ્ધ બુધ્ધ ભગવતારે, જ્ઞાનિઓ તુજને ગાય વિ૦

તુજ સાથે લગની લાગી મુજ મનની ભાવઠ ભાગી,
મુજ અંતરે ચેતના જાગી રે, મુજ મનડું તુજને ચાહ્ય વિ૦
આનંદજ્ઞાને ઉલ્લસીયો મુજ હૃદયકમલમા વસીયો,
શ્રદ્ધા પ્રીતિએ વિકસીયો રે, ઘટ સુખસાગર ઉભરાય વિ૦
તુજ શરણે નિર્ભય થઇયો, આતમ જીવન ગહગહ્યો,
મરજીવો થઇ તુજ લહીયોરે તુ આપોઆપ સુહાય વિ૦
વિમલાચલવાની વહાલા, મુજને મારા કાલા વહાલા,
બુદ્ધિસાગર ઘટ ભાવ્યા રે, નિત રહેજો હૈયા માય વિ૦

## સિદ્ધાચલનુ સ્તવન

ગિરિવરીયાની ટોચે રે જગગુરુ જઇ વસ્યા,
　　લલચાવીને લાખોને કોઇ નવિ લેખ જો,
આવી તળેટીને તળિયે રજીવડુ એકલો,
　　નવક ઉપર જરા મહેર કરીને દેખજો ગિરિ ૧
કામ ધામ ને દામ નથી હુ માગતો,
　　માગુ માગણ થઈને ચરણ હજુર જો,
કાયા નિર્મલ છે ને પ્રભુજી જાણજો,
　　આપ પધારો દિલડે દિલડા પૂરજો ગિરિ ૨
જન્મ લીધો ને દુખીયાના દુઃખ ટાળવા,
　　તે ટાળીને સુખીયા કીધા નાથજો
તુમ બાલકની પેરે હુ પણ બાપુડો,
　　નમિવિનમિ જ્યુ ધરજો મારો હાથજો ગિરિ ૩

૫

મનના મનોરથ સવિ ફળ્યા એ,
    સિધ્યા વાંછિત કાજ, પૂજો ગિરિરાજને એ
પ્રાય એ ગિરિ શાશ્વતો એ
    ભવ-જલ તરવા જહાજ ॥ પૂજો૦ ॥ ૧ ॥
મણિ માણેક મુક્તા ફળેએ
    રજત કનકના ફુલ ॥ પૂજો૦ ॥
કેશર ચંદન ઘસી ઘણાએ,
    બીજી વસ્તુ અમૂલ ॥ પૂજો૦ ॥ ૨ ॥
છઠ્ઠે અંગે દાખીયો એ
    આઠમે અંગે ભાખ ॥ પૂજો૦ ॥
સ્થિરાવલી પયન્ને વરણવ્યો એ
    એ આગમની સાખ ॥ પૂજો૦ ॥ ૩ ॥
વિમલ કરે ભવી લોકને એ
    તેણે વિમલાચલ જાણ ॥ પૂજો૦ ॥
શુકરાજાથી વિસ્તર્યો એ
    શત્રુંજય ગુણ મણિ ખાણ ॥ પૂજો૦ ॥ ૪ ॥
પુંડરીક ગણધરથી થયો એ
    પુંડરિકગિરિ ગુણધામ ॥ પૂજો૦ ॥
સુર-નર કૃત એમ જાણીએ એ,
    ઉત્તમ એકવિશ નામ ॥ પૂજો૦ ॥ ૫ ॥

એ ગિરિવરના ગુણ ઘણા એ,
નાણીએ નાંવ કહેવાય ॥ પૂજો૦ ॥
જાણે પણ કહી નવિ શકે એ,
મૂક ગૂડને ન્યાય ॥ પૂજો૦ ॥ ૬ ॥
ગિરિવર દરસન નવિ કર્યા એ
તે રહ્યો ગરભા-વાસ ॥ પૂજો૦ ॥
નમન દરસન ફરસન કર્યા એ
પૂરે મનની આશ ॥ પૂજો૦ ॥ ૭ ॥
આજ મહોદય મે લહ્યો એ,
પામ્યો પ્રમો૦ રસાળ ॥ પજો ॥
મણિ-ઉદ્યોત ગિરિ સેવતા એ
ઘેર ઘેર મંગળ માળ ॥ પૂજો ॥ ૮ ॥

## શ્રી અજીતનાથ જિનસ્તવન

અજિત જિણંદશું પ્રીતડી, મુજ ન ગમે હો બીજાનો સંગ કે,
માલતી ફુલે મોહીયો કિમ બેસે હો બાવલ તરુ ભૃંગ કે,
॥ અજિત૦ ॥ ૧ ॥
ગંગા જળમાં જે રમ્યા, કિમ છિલ્લર હો રતિ પામે મરાલ કે,
સરોવર જલધર જલ વિના, નવિ ચાહે હો જેમ ચાતક બાલ કે,
॥ અજિત૦ ॥ ૨ ॥
કોકિલ કલ કુજિત કરે, પામી મંજરી હો પંજરી સહકાર કે,
ઓછા તરુવર નવિ ગમે, ગિરુઆશું હો હોયે ગુણનો પ્યાર કે
॥ અજિત૦ ॥ ૩॥

કમલિની દિનકર કર ગ્રહે, વળી કુમુદિની હો ધરે ચંદ્રશું પ્રીત કે
ગૌરિ ગિરિશ ગિરિધર વિના, નવિ ચાહે હો કમલા નિજ ચિત્તકે
॥ અજિત૦ ॥ ૪ ॥

તિમ પ્રભુશું મુજ મન રમ્યું બીજાશું હો નહિ આવે દાય કે;
શ્રી નયવિજય વિબુધ તણો વાચક જશ હો નિત નિત-
ગુણ ગાય કે ॥ અજિત૦ ॥ ૫ ॥

( ૨ )

પ્રીતલડી બંધાણી રે અજિત જિણંદશું,
પ્રભુ પાખે ક્ષણ એક મને ન સુહાય જો,
ધ્યાનની તાળી રે લાગી નેહશું,
જલદ ઘટા જિમ શિવસુત વાહન દાયજો ॥ પ્રીત૦ ॥ ૧ ॥
નેહ ઘેલું મન મારૂં રે પ્રભુ અલજે રહે
તનમન ધન તે કારણથી પ્રભુ મુજ જો,
મારે તો આધાર સાહિબ રાવળો,
અંતરગતની પ્રભુ આગળ કહું ગુજ્ઝ જો ॥ પ્રીત૦ ॥ ૨ ॥
સાહિબ તે સાચો રે જગમાં જાણીએ,
સેવકના જે સહેજે સુધારે કાજ જો;
એહવે રે આચરણે કેમ કરી રહું,
બિરુદ તમારૂં તારણ તરણ જહાજ જો ॥ પ્રીત૦ ॥ ૩ ॥
તારકતા તુજ માંહે રે શ્રવણે સાંભળી
તે ભણી હું આવ્યો છું દીન દયાળ જો,

તુજ કરુણાની લ્હેરેરે મુજ કારજ સર્યે,
શું ઘણું કહીએ જાણુ આ ળ કૃપાળ જો ॥ પ્રીત૦ ॥ ૪ ॥
કરુણાધિક કીધી કે સેવક ઉપર
ભવભય ભાવક ભાગી ભક્તિ પ્રસંગ જો
મનો વાછિત ફળીયાકે પ્રભુ ! આલબને
કરજોડી મોહન કહે મન રંગજો ॥ પ્રીત૦ ॥ ૫ ॥

(૩)

અજિત જિનેશ્વર સાહિબો રે લોલ,
વિનતડી અવધાર મ્હારા વ્હાલાજી રે,
હવે નહિ છોડુ તારી ચાકરી રે લોલ
તુ મનરજન માહરો રે લોલ
દિલડાનો જાણકાર મ્હારા વ્હાલાજી ॥ હવે ॥ ૧ ॥
લાખ ચોરાશિ હુ ભમ્યો રે લોલ,
કાળ અનન્તાનન્ત મ્હા ! વ્હાલાજી રે,
ઓલગ કીધી મે તાહરી રે લોલ
ભાગી છે ભવતણી ભ્રાન્ત મ્હારા વ્હાલાજી રે ॥ હવે ॥૨॥
કરજો નજર હવે સાહિબા રે લોલ,
દાસ ધરા દિલમાંહિ મ્હારા વ્હાલાજી રે,
લાખ ગુણ નહિ પણ તાહરા રે લોલ,
સેવક હુ - ...ન વ્હાલાજી રે ॥ હું

અવગુણ જાણતા માહરા રે લોલ,
નહિ આવે પ્રભુ ! પાર મ્હારા વ્હાલાજી રે,
પણ જિન ! પ્રવહણની પરે રે લોલ,
તુમે છો તારણહાર મ્હારા વ્હાલાજી રે ॥ હવે ॥ ૪ ॥

નગરી 'અયોધ્યાનો' તું ધણી રે લોલ,
'વિજયા' ઉરે સર હંસ મ્હારા વ્હાલાજી રે;
'જિતશત્રુરાયનો' નન્દને રે લોલ,
ધન્ય ઇમ્ભુકનો વંશ, મ્હારા વ્હાલાજી રે ॥ હવે ॥ ૫ ॥

ધનુષ સાડાચાસેની રે લોલ,
દેહડી રંગ સનુર, મ્હારા વ્હાલાજી રે;
બ્હોતેર લાખ પૂર્વનું રે લોલ,
આયુ અધિક સુખ પૂર મ્હારા વ્હાલાજી રે ॥ હવે ॥ ॥

પંચમે આરે તું મળ્યો રે લોલ,
પ્રગટયા છે પુણ્ય નિધાન, મ્હારા વ્હાલાજી રે;
"સુમતિ" ગુરુ પદ સેવતા રે લોલ,
"રામ" અધિક તનુવાન મ્હારા વ્હાલાજી રે ॥ હવે ॥૭॥

## શ્રી સંભવજિન સ્તવન

સંભવ જિનવર વિનતિ, અવધારો ગુણજ્ઞાતા રે,
ખામી નહિ મુજ ખિજમતે, કદિય હોશો ફળ દાતા રે ॥
સંભવ૦ ॥ ૧ ॥

ઉભ્ભેગી ઉભો રહુ, રાત દિવસ તુમ ધ્યાને રે,
જો મનમા આણો નહિ, તો શુ કહીએ થાને રે ? સભવ૦
ખોટ ખજાને કો નહિ, દીજે વાછિત દાનો રે,
કરુણા નજર પ્રભુજી તણી, વાધે સેવક વાનો રે સભવ૦
કાલલબ્ધિ નહિ મતિ ગણો, ભાવ લબ્ધિ તુમ હાથે રે,
લથડતુ પણ ગજ બચ્ચુ, ગાજે ગયવર સાથે રે. સભવ૦
દેશો તો તુમહિ ભલા, બીજા તો નવિ જાચુ રે,
વાચક જસ કહે સાઈશુ, ફળશે એ મુજ સાચુ રે. સભવ૦

## (૨)

સાહિબ સાભળો રે, સભવ અરજ અમારી,
ભવોભવ હુ ભમ્યો રે, ન લહી સેવા તમારી ।
નરક નિગોદમા રે, તિહા હુ બહુ ભવ ભમીયો,
તુમ વિના દુ ખ સહ્યા રે, અહોનિશ ક્રોધે ધમધમીયો

॥ સાહિબ૦ ॥ ૧ ॥

ઇદ્રિય વશ પડ્યો રે, પાળ્યા વ્રત નવિ સૂસે,
ત્રસ પણ નવિ ગણ્યા રે, હણિયા થાવર હૂસે ।
વ્રત ચિત્ત નવિ ધર્યા રે બીજુ સાચુ ન બોલ્યુ
પાપની ગોઠડી રે, તિહાં મેં હઈડુ ખોલ્યુ

મધુકર તણી પરે રે, શુદ્ધ ન આહાર ગવેષ્યો
રસના લાલચે રે, નિરસ પિંડ ઉવેખ્યો સા૦
નરભવ દોહિલો રે, પામી મોહવશ પડિયો,
પરસ્ત્રી દેખીને રે મુજ મન તિહાં જઈ અડિયો ।
કામ ન કો સર્યાં રે, પાપે પિંડ મેં ભરિયો
શુદ્ધ બુદ્ધ નવિ રહી રે તિહાં નવિ આતમ તરિયો સા૦
લક્ષ્મીની લાલચ રે મેં બહુ દીનતા દાખી
તો પણ નવિ મળી રે, મળી તો નવિ રહી રાખી ।
જે જન અભિલષે રે, તે તો તેહથી નાસે,
તૃણ સમ જે ગણે રે તેહની નિત્ય રહે પાસે સા૦
ધન્ય ધન્ય તે નરા રે, એહનો મોહ વિછોડી,
વિષય નિવારીને રે, તેહને ધર્મમાં જોડી ।
અભક્ષ્ય તે મેં ભખ્યા રે, રાત્રી ભોજન કીધા,
વ્રત નવિ પાળીયા રે, જેહવા મૂળથી લીધા સા૦
અનંત ભવ હું ભમ્યો રે, ભમતા સાહિબ મળિયો
તુમ વિણ કોણ દીએ રે બોધિ-રયણ મુજ બળિયો ।
સંભવ આપજો રે, ચરણ કમળ તુમ સેવા,
નય એમ વિનવે રે, સુણજો દેવાધિદેવા સા૦

## શ્રી અભિનંદનજિન સ્તવન

અભિ[illegible] તરસીયે, દરિસણ દુર્લભ દેવ,
[illegible] સહુ થાયે અહમેવ અ૦ ૧

સામાન્યે કરી દરિસણ દોહિલું, નિરણય સકલ વિશેષ,
મદમેં ઘેર્યો રે અંધો કીમ કરે, રવિ શશી રૂપ વિલેખ અ૦ ૨
હેતુ વિવાદે હો ચિત્ત ધરી જોઇએ, અતિ દુરગમ નયવાદ,
આગમ વાદે હો ગુરુગમ કો નહિ, એ સબળો વિખવાદ અ૦ ૩
ઘાતી ડુંગર આડા અતિઘણા, તુજ દરિસણ જગનાથ,
ધીઠાઇ કરી મારગ સંચરૂં, સેંગૂ કોઈ ન સાથ અ૦ ૪
દરિસણ દરિસણ રટતો જો ફિરૂં, તો રણ રોઝ સમાન,
જેહને પિપાસા હો અમૃત પાનની, કિમ ભાંજે વિષપાન અ૦ ૫
તરસ ન આવે હો મરણ જીવનતણો, સીઝે જો દરિસણ કાજ,
દરિસણ દુર્લભ સુલભ કૃપાથકી, આનંદઘન મહારાજ અ૦ ૬

( ૨ )

તમે જોજો જોજો રે, વાણીનો પ્રભાવ તમે જોજો
ઉઠે છે અખંડ ધ્વનિ જોજનને સંભળાય,
નર તિરિ દેવ આપણી સહુ ભાષા સમજી જાય તમે૦ ૧
દ્રવ્યાદિક દેખી કરીને નય નિક્ષેપે જુત્ત,
ભગતણી રચના ઘણી, નઈ જાણે સહુ અદ્ભુત તમે૦ ૨
પય સુધા ને ઇક્ષુ વાણી હારી જાયે સવ,
પાખંડી જન સાંભળીને મૂકી દિયે ગવ તમે૦ ૩
ગુણ પાંત્રીશ અલંકરી અભિનંદન જિનવાણી,
સંશય છેદે મન તણા, પ્રભુ કેવલજ્ઞાને જાણી તમે૦ ૪

મધુકર તણી પરે રે, શુદ્ધ ન આહાર ગવેષ્યો,
રસના લાલચે રે, નિરસ પિંડ ઉવેખ્યો સા૦
નરભવ દોહિલો રે, પામી મોહવશ પડિયો,
પરસ્ત્રી દેખીને રે મુજ મન તિહાં જઈ અડિયો ।
કામ ન કો સર્યાં રે, પાપે પિંડ મેં ભરિયો
શુદ્ધ બુદ્ધ નવિ રહી રે, તિણે નવિ આતમ તરિયો સા૦
લક્ષ્મીની લાલચે રે મેં બહુ દીનતા દાખી,
તો પણ નવિ મળી રે, મળી તો નવિ રહી રાખી ।
જે જન અભિલષે રે તે તો તેહથી નાસે,
તૃણ સમ જે ગણે રે તેહની નિત્ય રહે પાસે સા૦
ધન્ય ધન્ય તે નરા રે, એહનો મોહ વિછોડી,
વિષય નિવારીને રે, તેહને ધર્મમાં જોડી ।
અભક્ષ્ય તે મેં ભખ્યા રે રાત્રી ભોજન કીધા,
વ્રત નવિ પાળીયા રે, જેહવા મૂળથી લીધા સા૦
અનંત ભવ હું ભમ્યો રે, ભમતા સાહિબ મળિયો,
તુમ વિણ કોણ દીયે રે, બોધિ-રયણ મુજ બળિયો ।
સંભન આપજો રે ચરણ કમળ તુમ સેવા,
નય એમ વિનવે રે, સુણજો દેવાધિદેવા સા૦

## શ્રી અભિનંદનજિન સ્તવન

અભિનંદન જિન દરિસણ તરસીયે, દરિસણ દુર્લભ દેવ,
મતમત ભેદે રે જો જઈ પૂછીએ, સહુ થાપે અહમેવ અ૦ ૧

સામાન્યે કરી દરિસણ દોહિલુ, નિરણય સકલ વિશેષ,
મદમેં ઘેર્યો રે અંધો કીમ કરે રવિ શશી રૂપ વિલેખ અ૦ ૨

હેતુ વિવાદે હો ચિત્ત ધરી જો એ, અતિ દુરગમ નયવાદ,
આગમ વાદે હો ગુરુગમ કો નહિ, એ સબળો વિખવાદ અ૦ ૩

ઘાતી ડુંગર આડા અતિઘણા, તુજ દરિશણ જગનાથ,
ધીઠાઇ કરી મારગ સંચરૂં, સેંગૂ કોઈ ન સાથ અ૦ ૪

દરિસણ દરિસણ રટતો જો ફિરૂં, તો રણ રોઝ સમાન;
જેહને પિપાસા હો અમૃત પાનની, કિમ ભાંજે વિષપાન અ૦ ૫

તરસ ન આવે હો મરણ જીવનતણો, સીઝે જો દરિસણ કાજ;
દરિસણ દુરલભ સુલભ કૃપાથકી, આનંદઘન મહારાજ અ૦ ૬

( ૭ )

તમે જોજો જોજો રે, વાણીનો પ્રકાશ તમે જોજો
ઉઠે છે અખંડ ધ્વનિ જોજને સંભળાય,
નર તિરિ દેવ આપણી સહુ ભાષા સમજી જાય તમે૦ ૧
દ્રવ્યાદિક દેખી કરીને જાય નિખેપે જુત્ત,
ભગતાણી રચના ઘણી, કોઈ જાણે સહુ અદ્ભુત તમે૦ ૨
પય સુધા ને ઈખુ વાણી હારી જાયે સવ,
પાખંડી જન સાંભળીને મૂકી દિયે ગવ તમે૦ ૩
શુદ્ધ પાંત્રિશ અલંકરી અભિનંદન જિનવાણી,
સંશય છેદે મન તણા, પ્રભુ કેવળજ્ઞાને જાણી તમે૦ ૪

વાણી જે નર સાંભળે તે, જાણે દ્રવ્ય ને ભાવ,
નિશ્ચય ને વ્યવહાર જાણે, જાણે નિજ પરભાવ  તમે૦ ૫
સાધ્ય સાધન ભેદ જાણે, જ્ઞાન ને આચાર,
હેય જ્ઞેય ને ઉપાદેય જાણે, તત્ત્વાતત્ત્વ વિચાર  તમે૦ ૬
નરક સ્વર્ગ અપવર્ગ જાણે થિર વ્યય ને ઉત્પાદ,
રાગદ્વેષ અનુબંધ જાણે ઉત્સર્ગ ને અપવા  તમે૦ ૭
નિજ સ્વરૂપને ઓળખીને, અવલબે સ્વરૂપ,
ચિદાનદઘન આતમ તે, થાયે જિન ગુણ ભૂપ  તમે૦ ૮
વાણીથી જિન ઉત્તમ કેરા, અવલબે પદ પદ્મ,
નિયમા તે પરભાવ તજીને પામે શિવપુર સદ્મ  તમે૦ ૯

## શ્રી સુમતિજિન સ્તવન

સુમતિનાથ ગુણશુ મિલીજી, વાધે ,
તેલ બિદુ જિમ વિસ્તરેજી જન મા
સૌભાગી જિનશુ
સજ્જનશુ જે પ્રીતડી
પરિમલ કસ્તુરી તણે
આગળીએ નવિ મેરુ ઢ
અજલિમા જેમ ગગ ન માયે
હુવો છીપે નહિ અધર અરુણ
પીણત ભર ભર પ્રભુ ગુણ પ્યાલા,

નાકી ઈનુ પરાળશુજી, ન રહે લહી વિસ્તાર,
નાયક યશ કહે પ્રભુ તણોજી નિમ મુજ પ્રેમ પ્રકાર સૌ૦

## શ્રી પદ્મપ્રભજિનસ્તવન

પદ્મપ્રભ જિન જઈ અળગા રહ્યા જિહાથી નાવે લેખોજી,
કાગળને મસિ તિહા નવિ સપજે, ન ચલે વાટ વિશેખોજી
સુગુણ સનેહા કદિય ન વિસરે ૧
ઈહાથી તિહા જઈ કાઈ આવે નહિ, જેહ કહે સદેશોજી,
જેહનુ મિલવુ તેહશુ દોહિલ નેહ તે આપ કિલેશોજી સુ૦
વીતરાગશુ રે રાગ તે એક પખો, કીજે કવણ પ્રકારોજી,
ઘોડો દોડે રે સાહિબ કાજમા, મન નાણો અસવારોજી સુ૦
સાચી ભક્તિ ભાવન-રસ કહ્યો રસ હોયે તિહા દોય રીઝેજી,
હોડા-હોડે રે બેહુ રસ-રીઝથી, મનના મનોરથ સીઝેજી સુ૦
પણ ગુણવતા રે ગોઠે ગાજીએ મોટા તે વિશ્રમોજી,
નાયકજસ કહે એહિજ આશરે સુખ લહુ ઠામો ઠામજી સુ૦

## શ્રી સુપાર્શ્વજિન સ્તવન

કયુ ન હો સુનાઇ સ્વામી એસા ગુના ક્યા કીયા ॥
ઔરાકી સુનાઈ જાવે મેરી વારી નહી આવે,
તુમ બિન કૌન મેરા, મુજે કયુ ભૂલા દીયા કયુ૦ ॥ ૧ ॥
ભકત જનો તાર દિયા, તરનેમ કામ કિયા,
બિન ભકિત વાલે મોપે પક્ષપાત કયુ લિયા કયુ૦ ॥ ૨ ॥

રાવ રંક એક જાનો, મેના તેરા નહીં માનો,
તરણ તારણ એમા, બિરૂદ ધાર કયુ લિયા કયુ૦ ॥ ૩ ॥
શુદ્ધા મેના બક્ષ દીજે, મોપે એતિ રહેમ કીજે,
પક્કા હી ભરોસા તેરા, દિલોમે જમા લિયા કયુ૦ ॥ ૪ ॥
તુહી એક અંતરજામી સુનો શ્રી સુપાસ સ્વામી,
અબ તો આશા પૂરો મેરી, કહના નો તો કહ દિયા ॥કયુ૦॥૫॥
શહર અંબાને ભેટી, પ્રભુજીકા મુખ દેખી,
મનુષ્ય જન્મકા લાહા લેના સો તો લે લિયા ॥ કયુ૦ ॥ ૬ ॥
ઉન્નિસો છાનઠ છબીલા દીપમાલ દિન રંગીલા,
કહે વીરવિજય પ્રભુ ! ભકિતમે જમા નિયા ॥ કયુ૦ ॥ ૭ ॥

## શ્રી ચંદ્રપ્રભ જિનસ્તવન

જિનજી ચંદ્રપ્રભ અવધારો કે નાથ નિહાળજો રે લો,
બમણી બીરુદ ગરીબ નિવાજ કે, વાચા પાળજો રે લો ૧
હરખે હું તુમ શરણે આવ્યો કે, મુજને રાખજો રે લો,
ચોરટા ચાર ચુગલ જે ભૂંડા કે તે દૂર નાખજો રે લો ૨
પ્રભુજી પંચ તણી પરશંસા કે રૂડી થાયજો રે લો,
મોહન મહેર કરી દરિસણ, મુજને આપજો રે લો ૩
તારક તુમ પાલવમે આવ્યો હવે મુને તારજો રે લો,
. . ો કુમતિ થઇ છે કેડે કે, તેહને વારજો રે લો ૪

સુંદરી સુમતિ સોહાગણ સારી કે, પ્યારી છે ઘણી રે લો,
તાતજી તે વિણ જીવે ચઉદ ભુવન કર્યું આંગણ રે લો ૫
લખગુણ લખમણા રાણીના જાયા કે, મુજ મન આવજો રે લો,
અનુભવ અનુપમ અમૃત મીઠી કે, સુખડી લાવજો રે લો ૬
દીપની દોઢનો ધનુષ પ્રમાણ કે, પ્રભુજીની દેહડી રે લો,
દેવની દશ પૂર્વ લખ માન કે, આયુષ્ય વેલડી રે લો ૭
નિર્ગુણ નિરાગી પણ હું રાગી કે, મનમાન્યો રહ્યો રે લો,
શુભગુરુ સુમતિવિજય સુપસાય કે, રામે સુખ લહ્યો રે લો ૮

## શ્રી સુવિધિ જિનસ્તવન

મે કીનો નહી તુમ બિન ઓરશુ રાગ ॥

દિન દિન વાન વધે ગુણ તેરો જ્યું કંચન પરભાગ,
ઔર નમે હૈ કષાયકી કલિમા, સો કયું સેવા લાગ મે૦
નાજહંસ તું માન સરોવર ઔર અશુચિ રૂચિ કાગ,
વિષય ભુજંગમ ગરૂડ તું કહીએ, ઔર વિષય વિષનાગ મે૦
ઔર દેવ જલ છિલ્લર સરીખે, તુ તો સમુદ્ર અથાગ;
તુ સુ તરુ જનવાંછિત પૂરણ, ઔર તો સૂકે સાગ મે૦
તુ પુરૂષોત્તમ તું હિ નિરંજન, તું શંકર વડભાગ,
તું બ્રહ્મા તું બુદ્ધ મહાબલ તું હિ જ દેવ વીતરાગ મે૦
સુવિધિનાથ તુમ ગુણ ફુલનકો, મેરો દિલ હૈ બાગ,
જસ કહે ભ્રમર રસીક હોઈ તાકો દીજે ભકિત પરાગ મે૦

## શ્રી શીતલજિન સ્તવન.

( રાગ અડાણો )

શીતલજિન મોહે પ્યારા સાહિબ શીતલજિન મોહે પ્યારા;
ભુવન વિરોચન પંકજ લોચન, જિઉકે જિઉ હમારા સા૦
જ્યોતિશું જ્યોત મિલત જબ ધ્યાવે, હોવત નહિ તબ ન્યારા,
બાંધી મુઠી ખુલે ભવ-માયા મીટે મહા-ભ્રમ ભારા સા૦
તુમ ન્યારે તબ સબહિ ન્યારા, અંતર કુટુંબ ઉદારા;
તુમહિ નજિક નજિક હે સબહિ, ઋદ્ધિ અનંત અપારા સા૦
વિષય-લગનકી અગનિ બૂઝાવત તુમ ગુણ અનુભવધારા,
ભઇ મગનતા તુમ ગુણ રસકી, કુણ કંચન કુણ દારા સા૦
શીતલતા ગુણ હોર કરત તુમ, ચંદન કાહે બિચારા,
નામ હિ તુમ તાપ હરત હે, વાકુ ઘસત ઘસારા સા૦
કરહુ કષ્ટ જન બહુત હમારે, નામ તિહારો આધારા
જસ કહે જનમ મરણ ભય ભાગો, તુમ નામે ભવપારા સા૦

## શ્રી શ્રેયાંસજિનસ્તવન

તુમે બહુ મૈત્રી રે સાહિબા, મારે તો મન એક,
તુમ વિણ બીજો રે નવિ ગમે, એ મુજ મોટી ...

મન રાખો તુમે સવિ તણા, પણ કિહાં એક મળી જાઓ,
લલચાવો લખ લોકને સાથી સહજ ન થાઓ ॥ ૨ ॥
રાગ ભરે જન મન રહો, પણ તિહું કાળ વૈરાગ,
ચિત્ત તુમારા રે સમુદ્રનુ, કોઈ ન પામે રે તાગ ॥ ૩ ॥
એહવા શુ ચિત્ત મેળવ્યુ, કેળવ્યુ પહેલા ન કાંઈ,
સેવક નિપટ અબુઝ છે, નિર્વહશો તુમે સાંઈ ॥ ૪ ॥
નિરાગીશુ રે કિમ મીલે, પણ મળવાનો એકંત,
વાચક જશ કહે મુજ મિલ્યો ભક્તે કામણ તંત ॥ ૫ ॥

## શ્રી વાસુપૂજ્યજિન સ્તવન

સ્વામી! તુમે કાંઇ કામણ કીધુ ચિત્તડુ અમારૂ ચોરી લીધુ,
સાહિબા વાસુપૂજ્ય જિણંદા મોહના વાસુપૂજ્ય
અમે પણ તુમશુ કામણ કરશુ, ભગતે ગ્રહી મન ઘરમા ધરશુ
મન ઘરમા ધરીયા ઘર શોભા દેખત નિત રહેશુ થિર થોભા,
મન વૈકુઠ અકુઠિત ભગતે, યોગી ભાખે અનુભવ યુગતે
ક્લેશ–વાસિત મન સંસાર ક્લેશ રહિત મન તે ભવપાર
જો વિશુદ્ધ મન ઘર તુમે આવ્યા,
પ્રભુ! તો અમ નવ નિધિ રિદ્ધિ પાવ્યા
સાત રાજ અળગા જઈ બેઠા, પણ ભગતે અમ મનમા પેઠા,
અળગાને વળગ્યા જે રહેવુ તે ભાણા ખાંખડ દુખ સહેવુ

ધ્યાતા ધ્યેય ધ્યાન ગુણ એકે, ભેદ છેદ કરશુ હવે ટેકે,
ખીરનીર પરે તુમશુ મીલશુ, વાચક જસ કહે હેજે હલશુ

## શ્રી વિમલનાથજિન સ્તવન

સેવો ભવિયા વિમલ જિનેશ્વર દુર્લહા સજ્જન સંગાજી,
એહવા પ્રભુનુ દરિસણ લહેવું તે આળસ માંહિ ગંગાજી ૧
અવનરે પામી આળશ કરશે, તે મૂરખમા પહેલોજી,
ભૂખ્યાને જિમ ઘેબર દેતા, હાથ ન માડે ઘહેલોજી ૨
ભવ અનંતમા દરિસણ દીઠુ, પ્રભુ એહવા દેખાડેજી,
વિકટ ગ્રંથી જે પોળ પોળીયો, કર્મ વિવર ઉઘાડેજી ૩
તત્ત્વ પ્રીતિકર પાણી પાયે, વિમલાલોકે આજીજી,
લોયણ ગુરુ પરમાન દીએ તવ, ભ્રમ નાખે સવિ ભાજીજી ૪
ભ્રમ ભાગ્યો તવ પ્રભુશુ પ્રેમે, વાત કરૂ મન ખોલીજી,
સરલ તણે જે હૈડે આવે, તેહ જણાવે બોલીજી ૫
શ્રી નયવિજય વિબુધ પય સેવક વાચકજસ કહે સાચુ જી,
કોડી કપટ જો કોઈ દિખાવે, તોહિ પ્રભુવિણ નવિ રાચુ જી ૬

(૨)

દુખ દોહગ દૂરે ટળ્યા રે, સુખ સંપદશું ભેટ,
ધીંગ ધણી માથે કિયો રે, કુણ ગંજે નર ખેટ,
વિમલજિન ! દીઠા લોયણ આજ,
મારા સિધ્યા વાંછિત કાજ વિમલ૦ ૧

ચરણ કમલ કમલા વસે રે, નિર્મલ થિરપદ દેખ,
સમલ અથિર-પદ પરિહરિ રે, પંકજ પામર પેખ. ૨

મુજ મન તુજ પદ પંકજે રે, લીનો ગુણ મકરંદ;
રંક ગણે મંદિર ધરા રે ઇન્દ્ર ચન્દ્ર નાગિન્દ્ર રે ૩

સાહિબ ! સમરથ તુ ધણી રે, પામ્યો પરમ ઉદાર,
મન વિસરામી વાલહો રે, આતમચો આધાર ૪

દરિસણ દીઠે જિનતણું રે સંશય ન રહે વેધ,
દિનકર કરભર પસરતા રે, અંધકાર પ્રતિષેધ ૫

અમીય ભરી મૂરતી રચી રે, મહિમા ન ઘટે કોય;
શાંત સુધારસ ઝીલતી રે, નિરખત તૃપ્તિ ન હોય. ૬

એક અરજ સેવક તણી રે, અવધારો શ્રી જિનદેવ,
કૃપા કરી મુજ દીજીએ રે, આનંદઘન પદ સેવ ૭

## શ્રીઅનંતજિન સ્તવન

( રાગ રામગીરી કડખો )

ધાર તરવારની, સોહિલી દોહિલી,
ચૌદમા જિન તણી ચરણ સેવા,
ધાર પર નાચતા, દેખ બાજીગરા
સેવના ધાર પર રહે ન દેવા ધાર ૧
એક કહે સેવીએ, વિવિધ કિરિયા કરી
ફળ અનેકાંત લોચન ન દેખે,

ફળ અનેકાંત કિરિયા કરી બાપડા,
રડવડે ચાર ગતિમાહિ લેખે ધાર ૨

ગચ્છના ભેદ બહુ, નયણ નિહાળતા
તત્ત્વની વાત કરતા ન લાજે,
ઉદર ભરણાદિ નિજ કાજ કરતા થકી,
મોહ નડિયા કલિકાલ રાજે ધાર ૩

વચન નિરપેક્ષ, વ્યવહાર જુઠો કહ્યો,
વચન સાપેક્ષ વ્યવહાર સાચો,
વચન નિરપેક્ષ, વ્યવહાર સંસાર ફળ
સાંભળી આદરી કાઇ રાચો ધાર ૪

દેવ-ગુરુ-ધર્મની, શુદ્ધિ કહો કિમ રહે
કિમ રહે શુદ્ધ શ્રદ્ધાન આણો,
શુદ્ધ શ્રદ્ધાન વિણુ, સર્વ કિરિયા કરી,
છાર પર લીંપણુ તેહ જાણો ધાર ૫

પાપ નહિ કોઇ ઉત્સૂત્ર-ભાષણ જિસ્યો,
ધર્મ નહિ કોઈ જગ સૂત્ર સરિખો,
સૂત્ર અનુસાર જે ભવિક કિરિયા કરે,
તેહનો શુદ્ધ ચરિત્ર પરખો ધાર ૬

એહ ઉપદેશનો સાર સંક્ષેપથી,
જે નરા ચિત્તમેં નિત્ય ધ્યાવે,
તે નરા દિવ્ય બહુ કાળ સુખ અનુભવી
નિયત આનંદઘન રાજ પાવે ધાર ૭

## શ્રી ધર્મનાથજિન સ્તવન

ધરમ જિનેશ્વર ગાઉં રંગશું ભંગ મ પડજો હો પ્રીત જિનેસર,
બીજો મન મંદિર આણું નહિ એ અમ કુળવટ રીત જિ૦
ધરમ ધરમ કરતો જગ સહુ ફિરે ધરમ ન જાણે હો મર્મ,
ધર્મ જિનેશ્વર ચરણ ગ્રહ્યા પછી, કોઈ ન બાંધે હો કર્મ જિ૦
પ્રવચન અંજન જો સદ્ગુરુ કરે, દેખે પરમ નિધાન,
હૃદય-નયન નિહાળે જગધણી, મહિમા મેરુ સમાન જિ૦
દોડત દોડત દોડત દોડિયો, જેતી મનની રે દોડ,
પ્રેમ પ્રતીત વિચારો ઢુંકડી, ગુરુગમ લેજો રે જોડ. જિ૦
એક પખી કિમ પ્રીત વરે પડે, ઉભય મળ્યા હોવે સંધ,
હું રાગી હું મોહે ફંદીયો, તું નિરાગી નિરબંધ જિ૦
પરમ નિધાન પ્રગટ મુખ આગળે જગત ઉલંઘી હો જાય,
જ્યોતિ વિના જુઓ જગદીશની, અંધો અંધ પુલાય જિ૦
નિર્મળ ગુણમણિ રોહણ ભૂધરા મુનિજન માનસ-હંસ;
ધન્ય તે નગરી ધન્યવેળા ઘડી, માત પિતા કુળ વંશ જિ૦
મન-મધુકર-વર કરજોડી કહે, પદ-કજ નિકટ નિવાસ;
ઘનનામી આનંદઘન સાંભળો, એ સેવક અરદાસ જિ૦

## શ્રીશાન્તિનાથજિન સ્તવન

મ્હારો મુજરો લ્યો ને રાજ, સાહિબ શાંતિ સલુણા૦ ॥

અચિરાજીના નંદન તોરે, દરિસણ હેતે આવ્યો;
સમકિત રીઝ કરીને સાહિબ, ભકિત ભેંટણું લાવ્યો મ્હારો
દુખ ભંજન છે બિરૂદ તમારૂં, અમને આશા તમારી,
તમે નિરાગી થઇને છૂટો, શી ગતિ હોશે અમારી મ્હારો
કહેશે લોક ન તાણી કહેવું, એવડું સ્વામી આગે;
પણ બાલક જો બોલી ન જાણે તો કેમ વ્હાલો લાગે મ્હારો
મ્હારે તો તું સમરથ સાહિબ, તો કિમ ઓછું માનું,
ચિંતામણિ જેણે ગાંઠે બાંધ્યું, તેહને કામ કિશ્યાનું મ્હારો
અધ્યાતમ રવિ ઉગ્યો મુજ ઘટ, મોહ તિમિર હર્યું જુગતે,
વિમલવિજય વાચકનો સેવક રામ કહે શુભ ભગતે મ્હારો

( ૨ )

( રાગ સારંગ )

હમ મગન ભયે પ્રભુ ધ્યાનમેં, ધ્યાનમેં ધ્યાનમેં ધ્યાનમેં,
બિસર ગઇ દુવિધા તનમનકી, અચિરાસુત ગુણગાનમેં હમ૰
હરિહર બ્રહ્મ પુરંદરકી ઋદ્ધિ, આવત નહિ કોઉ માનમેં,
ચિદાનંદકી મોજ મચી હૈ સમતા રસકે પાનમેં હમ૰
ઇતને દિન તું નાહિ પિછા્યો મેરો જનમ ગયો સો અજાનમેં;
અબ તો અધિકારી હોઇ બૈઠે, પ્રભુ ગુણ અખય ખજાનમેં હમ૰
ગઇ દીનતા સબહિ હમારી પ્રભુ! તુજ સમકિત દાનમેં;
પ્રભુ ગુણ અનુભવ રસકે આગે, આવત નાહિ કોઉ માનમેં હમ૰

જિનહી પાયા તિનહી છિપાયા ન કહે કોઉ કે કાનમે,
તાલી લાગી જબ અનુભવકી, તબ જાને કોઉ સાનમે હમ૦
પ્રભુગુણ અનુભવ ચદ્રહાસ જ્યોં, સોતો ન રહે મ્યાનમે,
વાચક જસ કહે મોહ મહાઅરિ, જિત લીયો હે મેદાનમે હમ૦

(૩)

સુણો શાતિ જિણંદ સોભાગી હું તો થયો છુ તુમ ગુણ રાગી,
તુમે નીરાગી ભગવત જોતા કિમ મળશે તત સુણો૦ ૧
હું તો ક્રોધ કષાયનો ભરીયો, તું તો ઉપશમ રસનો દરિયો,
હું તો અજ્ઞાને આવરીયો તું તો કેવળ કમળા વરીયો ૨
હું તો વિષયા રસનો આશી, તે તો વિષયા કીધી નીરાશી,
હું તો કરમને ભારે ભાર્યો, તે તો પ્રભુ ! ભાર ઉતાર્યો ૩
હું તો મોહ તણે વશ પડીયો તે તો સઘળા મોહને હણીયો,
હું તો ભવ સમુદ્રમા ખુચેયો, તુ તો શિવ મ દિરમા પહોચેયો ૪
મારે જન્મ મ રણનો જોરો તે તો તોડયો તેહનો દોરો,
મારા પાનો ન મેલે રાગ, તમે પ્રભુજી થયા વીતરાગ ૫
મને માયાએ મૂક્યો પાશી, તુ તો નિરબધન અવિનાશી,
હુ તો સમકિતથી અધુરો, તુ તો સકળ પ ારથે પૂરો ૬
મારે તો છો પ્રભુ તુહી એક, તારે મુજસરીખા
હું તો ... કે માન, તુ તો માન રહિત

મારૂં કીધું કશું નવ થાય, તું તો રંકને કરે છે રાય,
એક કરો મુજ મહેરબાની, મારો મુજરો લેજો માની ૮
એકવાર જો નજરે નીરખો તો કરો મુજને તુજ સરીખો;
જો સેવક તુમ સરીખો થાશે, તો ગુણ તુમારા ગાશે ૯
ભવોભવ તુમ ચરણોની સેવા, હું તો માગું છું દેવાધિદેવા
સામું જુવોને સેવક જાણી એવી ઉદયરત્નની વાણી ૧૦

૪

શાંતિજિન એક મુજ વિનતિ, સુણો ત્રિભુવનરાય રે,
શાંતિસ્વરૂપ કિમ જાણીએ, કહો મન કિમ પરખાય રે ૧
ધન્ય તું આતમ જેહને, એહવો પ્રશ્ન અવકાશ રે,
ધીરજ મન ધરી સાંભળો, કહું શાંતિ-પતિભાસ રે ૨
ભાવ અવિશુદ્ધ સુવિશુદ્ધ જે કહ્યા જિનવર દેવ રે,
તે તિમ અવિતથ સદ્દહે, પ્રથમ એ શાંતિ પદ સેવ રે ૩
આગમધર ગુરુ સમકિતી ક્રિયા સંવર સાર રે
સંપ્રદાયી અવંચક સદા શુચિ અનુભવાધાર રે ૪
શુદ્ધ આલંબન આદરે, તજી અવર જંજાળ રે
તામસી-વૃત્તિ સવિ પરિહરી, ભજે સાત્ત્વિકી સાલ રે ૫
ફળ-વિસંવાદ જેહમાં નહિ, શબ્દ તે અર્થ સંબંધી રે,
સકળ નયવાદ વ્યાપી રહ્યો, તે શિવ-સાધન-સંધી રે ૬

વિધિ-પ્રતિષેધ કરી આતમા પદારથ અવિરોધ રે,
ગ્રહણ વિધિ મહાજને પરિગ્રહ્યો, ઇસ્યો આગમે બોધ રે ૭
દુષ્ટજન સંગતિ પરિહરી, ભજે સુગુરુ-સંતાન રે,
જોગ-સામર્થ્ય ચિત્ત ભાવ જે, ધરે મુગતિ-નિદાન રે ૮
માન અપમાન ચિત્ત સમ ગણે સમ ગણે કનક પાષાણ રે,
વંદક નિંદક સમ ગણે, ઇસ્યો હોય તું જાણ રે ૯
સર્વ જગજંતુને સમ ગણે ગણે તૃણ મણિ ભાવ રે,
મુક્તિ સંસાર બેઉ સમ ગણે મુણે ભવજલનિધિ નાવ રે ૧૦
આપણો આતમ ભાવ જે, એક ચેતનાધાર રે,
અવર સવિ સાથ સંયોગથી એહ નિજ પરિકર સાર રે ૧૧
પ્રભુ-મુખથી એમ સાંભળી, કહે આતમરામ રે,
તાહરે દરિસણે નિસ્તર્યો, મુજ સિધ્યાં સવિ કાજ રે ૧૨
અહો અહો હું મુજને કહું, નમો મુજ નમો મુજ રે,
અમિત-ફલ-દાન-દાતારની જેહને ભેટ થઈ તુજ રે ૧૩
શાંતિ સ્વરૂપ સંક્ષેપથી, કહ્યો નિજ પર રૂપ રે,
આગમમાંહિ વિસ્તર ઘણો કહ્યો શાંતિ જિન ભૂપ રે ૧૪
શાંતિ સ્વરૂપ એમ ભાવશે ધરી શુદ્ધ પ્રણિધાન રે,
આનંદઘન પદ પામશે તે લહેશે બહુમાન રે ૧૫

## શ્રી કુન્થુનાથજિન સ્તવન

કુંથુ જિનેશ્વર જાણુ મેરે લાલ
મુજ મનનો અભિપ્રાય રે, જિનેશ્વર મોરા
તુ આતમ અલવેસરૂ રે લાલ, રખે તુજ વિરહો થાય રે
તુજ વિરહો કિમ વેઠીએ રે લાલ તુજ વિરહો દુખદાય રે,
તુજ વિરહો ન ખમાય રે, જિન ક્ષણ વરસા સો થાય રે,
વિરહો મોટી બલાય રે, જિનેશ્વર મોરા,
તુજ વિરહો કેમ વેઠાય રે, જિનેશ્વર ૧

તાહેરી પાસે આવવું રે લાલ, પહેલા ન આવતું હાય રે,
આવ્યા પછી જે જાનવુ રે લાલ, તુજ ગુણ વને ન સુહાય રે ૨

ન મિલ્યાનો ધોખો નહિ રે લાલ, જસ ગુણનુ નહિ નાણ રે
મળીયા ગુણ કજિયા પછી રે લાલ વિછુડત જાયે પ્રાણ રે ૩

જાતિ અન્ધને દુ ખ નહિ રે લાલ ન લહે નયનનો સ્વાદ રે
નયન સ્વાદ લહી કરી રે લાલ, હાર્યાને વિખવાદ રે ૪

બિજે પણ કિહા નવિ ગમે રે લાલ જિણે તુજ વિરહે બન્યાય રે
માલતી કુસુમે મ્હાલીયો રે લાલ, મધુપ ન જાય રે ૫

વનદવ દીધા રૂખડા રે લાલ, પાલ્હવે વળી વરસાત રે,
તુજ વિરહાનળના બળ્યા રે લાલ, કાળ અનન્ત ગમાત રે ૬

ટાઢક રહે તુજ સગમા રે લાલ આકુળતા મટી જાય રે,
તુજ સગે સુખીયો સદા રે લાલ, માનવિજય ઉવજ્ઝાય રે ૭

(२)

મનડુ કિમહી ન બાજે હો કુંથુજિન !

મનડુ કિમહી ન બાજે, જિમજિમ જતન કરીને રાખુ,
તિમ તિમ અળગુ ભાજે ॥ હો કુંથુજિન૦ ॥ १

રજની વાસર વસતી ઉજ્જડ, ગયણ પાયાલે જાય,
સાપ ખાયને મુખડુ થોથુ એહ ઉખાણો ન્યાય હો કુંથુ૦

મુક્તિ તણા અભિલાષી તપિયા, જ્ઞાનને ધ્યાન અભ્યાસે,
વૈરીડ કાંઇ એહવુ ચિંતે, નાખે અવળે પાસે હો કુંથુ૦

આગમ આગમધરને હાથે નાવે કિણ વિધ આંકુ,
કિહાં કણે જો હઠ કરી હટકુ, વ્યાલ તણી પરે વાંકુ હો કુંથુ૦

જો ઠગ કહુ તો ઠગતો નવિ દેખુ, શાહુકાર પણ નાહી,
સર્વમાંહીને સર્વથકી અળગુ એ અચરજ મનમાંહી હો કુંથુ૦

જે જે કહુ તે કાન ન ધારે આપ મતે રહે કાલો,
સુર નર પંડિત જનસમજાવે, સમજે ન મારો સાલો હો કુંથુ૦

મેં જાણ્યુ એ લિંગ નપુંસક સકલ મરદને ઠેલે,
બીજી વાત સમરથ છે નર, એહને કોઈ ન જેલે હો કુંથુ૦

મન સાધ્યુ તેણે સઘળુ સાધ્યુ, એહ વાત નવિ ખોટી,
એમ કહે સાધ્યુ તે નવિ માનુ, એક હિ વાત છે મોટી હો કુંથુ૦

મનડુ દુરાસાધ્ય તે વશ આણ્યુ, તે આગમથી મતિ આણુ,
આનંદઘન પ્રભુ માહરૂ આણો તો સાચુ કરી માનુ હો. ૯

## શ્રી અરનાથ જિનસ્તવન.

શ્રી અરજિન ભવજળનો તારુ મુજ મન લાગે છે વારૂ રે
મનમોહન સ્વામિ !
બાહ્યગ્રહીને ભવિજન તારે આણે શિવપુર આરે રે મન૦
તપ જપ મહાતોફાને નાવ ન ચાલે માને રે; મન૦
પણ નવિ ભય મુજ હાથો હાથે, તારે તે છે સાથે રે મન૦
ભગતને સ્વર્ગ સ્વર્ગથી અધિકુ, જ્ઞાનીને ફળ દેઈ રે; મન૦
કાયા કષ્ટ વિના ફળ લહીએ, મનમા ધ્યાન ધરેઈ રે મન૦
જે ઉપાય બહુવિધની રચના, યોગમાયા તે જાણો રે, મન૦
શુદ્ધ દ્રવ્ય ગુણ-પર્યાય ધ્યાને, શિવ દીએ પ્રભુ સપરાણો રે મન૦
પ્રભુપદ વળગ્યા તે રહ્યા તાજા, અળગા અગ ન સાજા રે, મન૦
વાચક જસ કહે અવર ન ધ્યાઉં, એ પ્રભુના ગુણ ગાઉં રે મન૦

## શ્રી મલ્લિનાથ જિન સ્તવન

પચમ સુરલોકના વાસી રે, નવલોકાતિક સુવિલાસી રે,
કરે વિનતિ ગુણની રાશી રે, મલ્લિજિન નાથજી વ્રત લીજે ર,
ભવિ જીવને શિવસુખ દીજે ર મલ્લિ૦ ૧
તુમે કરુણારસ ભડાર રે, પામ્યા છો ભવજલ પાર રે,
સેવકનો કરો રે ઉદ્ધાર મલ્લિ૦ ૨

પ્રભુ દાન સંવત્સરી આપે રે, જગના દારિદ્ર દુઃખ કાપે રે,
ભવ્યત્વ પણો તસ વ્યાપે મલ્લિ૦ ૩

સુરપતિ સઘળા મળી આવે રે, મણિ રયણ સોવન વરસાવે,
પ્રભુ ચરણે શિશ નમાવે રે મલ્લિ૦ ૪

તીર્થોદક કુંભા લાવે રે, પ્રભુને સિંહાસન ઠાવે રે,
સુરપતિ ભક્તે નવરાવે મલ્લિ૦ ૫

વસ્ત્રાભરણે શણગારે રે, ફૂલમાળા હૃદય પર ધારે રે,
દુઃખડાં ઇંદ્રાણી ઉવારે મલ્લિ૦ ૬

મળ્યા સુરનર કોડાકોડી રે, પ્રભુ આગે રહ્યા કર જોડી રે,
કરે ભક્તિ યુક્તિ મદ મોડી મલ્લિ૦ ૭

માગશિર સુદિની અજુઆળી રે, એકાદશી ગુણની આળી રે,
વર્યા સંયમ વધુ લટકાળી મલ્લિ૦ ૮

દીક્ષા કલ્યાણક એહ રે, ગાતાં દુઃખ ન લહે છેહ રે,
લહે રૂપવિજય જસ નેહ મલ્લિ૦ ૯

## મુનિસુવ્રતસ્વામિજિન સ્તવન

મુનિસુવ્રત કીજે માયા રે, મનમાંહી ધરી મહેર,
મહેર વિહૂણા માનવી રે કઠિણ જણાએ કહેર
॥ જિનેશ્વર ! તું જગનાયક દેવ ॥
તુજ જગહિત કરવા ટેવ ॥ જિને૦ ॥
બીજા જુએ કરતા નેવ ॥ જિને૦ ॥ ૧ ॥

અરહટ્ટ ક્ષેત્રની ભૂમિકા રે, સિંચે કૃતારથ હોય,
ધારાધર સઘળી ધરા રે, ઉદ્ધરવા મન્ન જોય ॥ જિને૦ ॥
તે માટે અશ્વ ઉપરે રે, આણી મનમા મહેર,
આપે આવ્યા આફણી રે, બોધવા ભરૂઅચ્છ શહેર જિને૦
અણપ્રારથતા ઉદ્ધર્યા રે આપે કરીય ઉપાય,
પ્રારથતા રહે વિલવતા રે, એ કુણ કહીએ ન્યાય જિને૦
સબંધ પણ તુજ મુજ વિચેરે, સ્વામી સેવક ભાવ,
માન કહે હવે મહેરનો રે, ન રહ્યો અજર પ્રસ્તાવ જિને૦

## શ્રી નમિનાથજિન સ્તવન

( પુક્ખલવઈ વિજયે જ્યોરે- રાગ )

**શ્રી નમિનાથ** જિણંદને રે, ચરણ કમળ લય લાય,
મૂકી આપણી ચપળતા રે, તુચ્છ કુસુમે મત જાય રે,
સુણી મન-મધુકર માહરી વાત, મકરો ફોગટ વિલુપાત સુ૦
વિષમ કાળ વરસા ઋતુ રે, ક્રમિ ક્રમિ હુવો વ્યતીત,
છેહલો પુગ્ગલ પરિયટ્ટો રે, આવ્યો શરદ પ્રતીત રે સુ૦
જ્ઞાનાવરણ વાદળ ફટે રે જ્ઞાન સુરજ પ્રકાશ,
ધ્યાન સરોવર વિકસીયા રે, કેવળ લક્ષ્મી વાસ રે સુ૦
નામ લલચાવે કોઈ રે, કોઈક નવ નવ રાગ,
એહવી વાસના નહિ બીજે રે, શુદ્ધ અનુભવશુ પરાગ રે સુ૦

ભમત ભમત કહાવિએ રે, મધુકરનો રસસ્વાદ
માનવિજય મનને કરે રે, ત્યા ચાખો આલ્હાદ રે સુ૦

## શ્રીનેમનાથ જિનસ્તવન

પરમાતમ પુરણ કળા, પુરણ ગુણ હો પુરણ જન આશ,
પુરણ દૃષ્ટિ નિહાળીયે, ચિત્તધરિયે હો અમચી અરદાસ ૧
સર્વ દેશ ઘાતી સહુ અઘાતી હો કરી ઘાત દયાળ,
વાસકિયો શિવ મંદિરે મોહે વિસરી હો ભમતો જગજાળ ૨
જગતારક પદવી લહી તાર્યા સહી હો અપરાધી અપાર,
તાત કહો મોહે તારતા, કિમ કીની હો ઈણ અવસર વાર ૩
મોહ મહામદ છાકથી, હું છકીયો હો નહિ શુદ્ધિ લગાર,
ઉચિત સહિ ઈણે અવસરે, સેવકની હો સંભાળ. ૪
મોહ ગયે જો તારશો, તિણ વેળા કહાં તુમ ઉપગાર
સુખ વેળા સજ્જન ઘણા, દુઃખ વેળા હો વિરલા સંસાર ૫
પણ તુમ દરિસણ યોગથી, થયો હૃદયે અનુભવ પરકાશ,
અનુભવ અભ્યાસી કરે, દુઃખદાયી હો સહુ કર્મ વિનાશ ૬
કર્મ કલંક નિવારીને નિજ રૂપે હો રમે રમતા રામ,
લહત અપૂરવ ભાવથી, ઇણ રીતે હો તુમપદ વિશ્રામ. ૭
ત્રિકરણ યોગે વિનવું સુખદાયી હો શિવા॰
ચિદાન ॥, તુમે આવો હો પ્રભુ॥



# શ્રી પાર્શ્વનાથ જિનસ્તવન.

( રાગ સારગ )

ભેટીએ ભેટીએ ભેટીએ મનમોહન જિવર ભેટીએ ॥
શ્રી શખેશ્વર પાસજિનેસર પૂજી પાતક મેટીએ મન૦ ૧
જાદવની જરા જાસ ન્હવણથી, નાઠી એક ચપેટીએ મન૦ ૨
આરા ધરીને હુ પણ આ ચે, નિજ કરે પીઠ થપેટીએ મન૦ ૩
ત્રણ રતન આપો જયુ રાખ્યા નિજ આતમની પેટીએ મન૦ ૪
સાહિબ સુરતરુ સરીખો પામી, ઔર કુણ આગે લેટીએ મન૦ ૫
પદ્મવિજય કહે તુમરે ચરણથે, ક્ષણ એક ન રહુ છેટીએ મન૦ ૬

( ૨ )

જય જય જય પાસ જિણદ ॥
અતરીખ પ્રભુ ! ત્રિભુવન તારણ ભવિક--કમલ ઉલ્લાસ દિણદ
તેરે ચરણ શરણમે કીને, તું બિનુ કુન તોરે ભવ ફદ ? ૧
પરમ-પુરુષ પરમારથ દરશી તુ દીએ ભવિકકુ પરમાનદ ૨
તુ નાયક તુ શિવસુખ દાયક તું હિતચિંતક તું સુખકદ,
તુ જનરજન તું ભવભજન, તું કેવલ કમલા ગોવિદ ૩
કોડી દેવ મીલકે કર ન શકે, એક અગૂઠ રૂપ પ્રતિછદ,
ઐસો અદ્ભૂત રૂપ તિહારો, વરસત માનુ અમૃતકો બુદ ૪

મેરે મન મધુકર કે મોહન તુમ હો વિમલ સદલ અરવિંદ,
નયન ચકોર વિલાસ કરતુ હૈ, દેખત તુમ મુખ પૂનમચંદ ૫
દૂર જાઉં પ્રભુ ! તુમ દરિસણુને, દુખ દોહગ દારિદ્ર અઘ દંદ;
વાચક જસ કહે સહસ ફલતે તુમસેં, જે બોલે તુમ ગુણકે વૃંદ ૬

( ૩ )

પ્રભુ જગજીવન જગબંધુ રે, સાંઈ સયાણો રે,
તારી મુદ્રાએ મન મોહ્યું રે, જુઠ ન જાણો રે
તું પરમાતમ ! તું પુરૂષોત્તમ ! તું પરબ્રહ્મ સ્વરૂપી,
સિદ્ધિ સાધક સિદ્ધાંત સનાતન, તું ત્રયભાવ પ્રરૂપી રે ૧
તારી પ્રભુતા નિહુ જગમાંહી, પણ મુજ પ્રભુતા મોટી,
તુજ સરિખો સાહેબ મસ્તાનજા સાહેરે નહિ કાંઈ ખોટ રે ૨
તું નિર્દ્રવ્ય પરમપદવાસી હું તો દ્રવ્યનો ભોગી,
તું નિર્ગુણ હું તો ગુણધારી, હું કરમી તું અભોગી રે ૩
તું તો અરૂપી ને હું રૂપી હું રાગી તું નીરાગી,
તું નિરવિષ હું તો વિષધારી હું સંગ્રહી તું ત્યાગી રે ૪
તારે રાજ નથી કાંઈ એકે ચૌદ રાજ છે માહરે,
માહરી લીલા આગળ જોતાં, અધિકું શું છે તાહરે રે ૫
પણ તું મ્હોટો ને હું છોટો, ફોગટ કુલ્યે શું થાય,
ખમજો એ અપરાધ અમારો, ભકિત વિષે કહેવાય રે ૬
શ્રી શંખેશ્વર વામાનંદન, ઉભા ઓળગ કીજે,
રૂપવિબુધનો મોહન પભણે, ચરણની સેવા

( ૪ )

શ્રી પાસજી પ્રગટ પ્રભાવી, તુજ મૂરતિ મુજ મન ભાવી રે
મન મોહન જિનરાયા, સુર નર કિંનર ગુણ ગાયા રે, મન૦
જે દિનથી મૂરતિ દીઠી, તે દિનથી આપદા નીઠી રે મન૦ ૧
મટકાળુ મુખ સુપ્રસન્ન દેખત રીઝે ભવી મન રે, મન૦
સમતા રસ કેરા કચોળા, નયણે દીઠા રંગ રોળા રે મન૦ ૨
હાથે ન ધરે હથિયાર નહિ જપમાળાનો પ્રચાર રે, મન૦
ઉત્સંગે ન ધરે વામા, તેહથી ઉપજે સવી કામા રે મન૦ ૩
ન કરે ગીત નૃત્યના ચાળા, એ તો પ્રત્યક્ષ નટના ખ્યાલા રે,
ન બજાવે આપે વાજા, ન ધરે વસ્ત્ર જીરણ સાજા રે મન૦
એમ મૂરતિ તુજ નિરૂપાધિ, વીતરાગ પણે કરી સાધીરે મન૦
કહે માનવિજય ઉવજ્ઝાયા, મેં અવલંબ્યા તુજ પાયા રે મન૦

( ૫ )

નિત્ય સમરૂં સાહિબ સયણાં નામ સુણતા શીતલ શ્રવણાં
જિન દરિસણે વિકસે નયણા, ગુણ ગાતા ઉલસે વયણા રે
શંખેશ્વર સાહિબ સાચો, બીજાનો આસરો કાચો રે ૧
દ્રવ્યથી દેવ દાનવ પૂજે, ગુણ શાત રુચિ પણ લીજે,
અરિહાપદ પજ્જવ છાજે, મુદ્રા પદ્માનન રાજે રે ૨
સંવેગે તજી ઘરવાસો, પ્રભુ પાર્શ્વના ગણધર થાશો,
તવ મુક્તિપુરીમાં જાશો, ગુણિલોકમાં વયણે ગવશો રે ૩

એમ દામોદર જિનવાણી આવાદી શ્રાવકે જાણી,
જિન વંદી નિજ ઘર આવે, પ્રભુ પાર્શ્વની પ્રતિમા ભરાવે રે. ૪
ત્રણ કાળે તે ધૂપ ઉવેખે, ઉપકારી શ્રી જિન સેવે;
પછી તેહ વૈમાનિક થાવે તે પ્રતિમા પણ તિહાં લાવે રે ૫
ઘણા કાળ પૂજી બહુમાને વળી સૂરજ ચંદ વિમાને;
નાગલોકના કષ્ટ નિવાર્યાં જ્યારે પાર્શ્વ પ્રભુજી પધાર્યા રે ૬
યદુસૈન્ય રહ્યું રણધરી જિત્યા નવિ જાએ વૈરી,
જરાસંઘે જરા તવ મેલી, હરિબલ વિના સઘળે ફેલી રે. ૭
નેમીશ્વર ચોકી વિશાળી, અઠ્ઠમ કરે વનમાળી,
તુઠી પદ્માવતી બાળી આપે પ્રતિમા ઝાકઝમાળી રે ૮
પ્રભુ પાર્શ્વની પ્રતિમા પૂજી, બળવંત જરા તવ ધ્રૂજી;
છંટકાવ ન્હવણ જળ જોતી, જાદવની જરાય રોતી રે ૯
શંખ પૂરી સહુને જગાવે, શંખેશ્વર ગામ વસાવે,
મંદિરમાં પ્રભુ પધરાવે શંખેશ્વર નામ ધરાવે રે ૧૦
રહે જે જિનરાજ હજુરે, સેવક મનવાંછિત પૂરે;
એ પ્રભુજીને ભેટણ કાજે, શેઠ મોતીભાઇના રાજે રે ૧૧
નાના માણેક કેરા નંદ, સંઘવી પ્રેમચંદ વીરચંદ,
રાજનગરથી સંઘ ચલાવે ગામો ગામના સંઘ મિલાવે રે ૧૨
અઢાર અઠ્ઠોતેર વરસે, ફાગણ વદિ તેરસ દિવસે;
જિન વંદી આનંદ પાવે, શુભવીર વચન રસ ગાવે રે. ૧૩

## શ્રીમહાવીરસ્વામિના સ્તવનો

(સત્ય શિરોમણિ હરિશ્ચંદ્ર રૂખવો-પતિ-રાગ)

તારા વિના વીર કોની સાથે બોલશું,
જગલવત્ લાગે છે આ સંસાર જો,
વિવિધ શાસ્ત્રતણો આલાપ કરું કિહાં,
ભોજન પણ નાવિ ભાવે તુમ વિણ નાથ જો તારા ૧
કાર્ય સફળ કરવા તુજ અનુમતિ માગતો,
એહવી હે વીર ! કોનાથી પ્રાપ્ય જ થાય જો,
પ્રેમ પ્રકર્ષે હર્ષ હતો મુજ અન્તરે
નિરાશ્રિત કરી આપ ગયા શિવ સ્થાને જો તારા૦ ૨
અમૃતાઞ્જન સમ પ્રભુ દર્શન તાહરું,
કરવા અતિ અસ અન્તર ઇચ્છા થાય જો,
સ્વામિ ! નિરાગી છતા હું તમને વિનવું,
શિષ્ય ગણી લો સાથે દીનદયાળ જો તારા૦ ૩
રાગ દશાએ બન્ધન આ સંસારનું,
એહવી તારી વાણીનો પ્રતાપ જો,
આજ ખરેખર અન્તરથી મે અનુભવી,
બાહ્ય દૃષ્ટિથી સ્વામી શિષ્ય ગણાય જો તારા૦ ૪
કેના વીરને કેવા સ્વામી જાણવા,
શ્રીયુત ગૌતમ એ ભાવે તદ્રૂપ જો,
નિજ સ્વરૂપી કેવળ કમળા વરી થયા
ભાવિ પ્રગટાવો એ ભાવે નિજ "રૂપ" જો તારા૦ ૫

( २ )

સકળ સુરાસુર સેવિત સાહિબ, અહોનિશ વીરજિણંદ,
સુરકાન્તા રાણી નાટક પેખત પણ નહિ હર્ષ આણંદ
હો જિનવર તું મુજ પ્રાણ આધાર.
જગ જીવને દિનકાર હો જિનવર ૧
દાનવીર તપવીર જિનેશ્વર, કરમ રિપુ હંત વીર,
તે કારણ અભિધાન તમારું, યુદ્ધવીર ગંભીર હો જિન૦ ૨
સિદ્ધારથ તું સિદ્ધારથ સુત, પણ નહિ માન અબીહ;
હરિ લંછન ગત લંછન સાહિબ ચઉમુખ ધર્મ નિરીહ ૩
સંઘ ચતુર્વિધ થાપના કીધી, ચઉગઈ પન્થ વિહાય,
પંચમનાણે પંચમ ગતિએ, વીરજિણંદ સધાય હો જિન ૪
સોળ પહોર પ્રભુ દેશના દીધી, કરમી વિણુ શુભ ઠાણ,
બન્ધન છેદન ગતિ પરિણામે, ચરમ સમય નિરવાણ હો ૫
સ્વાતિ નક્ષત્રે શિવપદ પામ્યા, દીવાળી દિન તેહ,
વીર વીર ગૌતમ વીતરાગી, ત્રુટ્યો બન્ધન સ્નેહ હો ૬
ખીમાગર જસ શુભ સુખ લહીયે 'વીર' કહે વીર ધ્યાન,
કરતા સુરસુખ સૌખ્ય મહોદય લીના લહેર વિતાન હો

( ૩ )

નારે પ્રભુ નહિ માનુ અવરની આણ ॥ નારે પ્રભુ૦ ॥
માહરે . વચન પ્રમાણ ॥ નારે૦ ॥

હરિહરાદિક દેવ અનેરા, તે દીઠા જગમાયરે,
ભામિની ભ્રમર ભ્રકુટીએ ભૂલ્યા, તે મુજને ન સુહાય નાર૦ ૧
કઇક રાગી ને કઇક દ્વેષી કેઇક લોભી દેવરે,
કેઇક મદમાયામા ભરીયા, કેમ કરીએ તસ સેવ નારે ૨
મુદ્રા પણુ તેહમા નવિ દીસે પ્રભુ ! તુજ માહેની તિલ માત્ર રે,
તે દેખી દિલડુ નવિ રીઝે, શી કરવી તસ વાત ! નારે૦ ૩
તુ ગતિ તુ મતિ તુ મુજ પ્રીતમ, જીવ જીવન આધાર રે,
રાત દિવસ સ્વપ્નાતરમાહિ, તુ માહરે નિરધાર નારે૦ ૪
અવગુણ સહુ ઉવખીને પ્રભુ ! સેવક કરીને નિહાળ રે,
જગબધવ એ વિનતિ મારી મહારા સવિ દુ ખ દૂરે ટાળ. ૫
ચોવિશમા પ્રભુ ત્રિભુવન સ્વામી, સિદ્ધારથના નદરે,
ત્રિશલાજીના ન્હાનડીયા પ્રભુ ! તુમ દીઠે અતિહિ આનદ ૬
સુમતિવિજય કવિરાયને રે રામવિજય કરજોડ રે,
ઉપકારી અરિહતજી માહરા ભવોભવના બધ છોડ ૭

( ૪ )

વીરજી સુણો એક વિનતિ મોરી
વાત વિચારો તુમે ધણી રે,
વીર મને તારો મહાવીર મને તારો,
ભવ જલ પાર ઉતારોને રે ॥ આકણી ॥

પરિભ્રમણ મેં અનંતા રે કીધાં,
કર્મોએ ન આવ્યો છેડો રે;
તુમે તો થયા પ્રભુ! સિદ્ધ નિરંજન,
અમે તો અનંતા ભવ ભમ્યા રે વીર મને० १

તમે અમે વાર અનંતી ભેગા,
રમીયા સંસારી પણે રે,
તેહ પ્રીત જો પૂરણ પાળો,
તો અમને તુમ સમ કરો રે વીર મને० २

તુમ સમ અમને જોગ ન જાણો
તો કાંઇ થોડું દીજીએ રે;
ભવોભવ તુમ ચરણોની સેવા
પામી અમે ઘણું રીઝીએ રે વીર મને० ३

ઇંદ્ર જાળીઓ કહેતા આવ્યો,
ગણધર પદ તેહને દીયો રે,
અર્જુનમાળી જે ઘોર પાપી
તેહને જિન! તમે ઉદ્ધર્યો રે વીર મને० ४

ચંદનબાળાએ અડદના બાકુલા,
પડિલાભ્યા પ્રભુ! તમને રે;
તેહને માહુણી સાચી રે કીધી,
શિવવધુ સાથે ભેળવી રે વીર મને० ५

ચરણે ચંડકોશિયો ડશાયો.
કલ્પ આઠમે તે ગયો રે,
ગુણ તો તમારા પ્રભુ મુખથી સુણીને,
આવી તુમ સનમુખ રહ્યો રે વીર મનો૦ ૬
નિરંજન પ્રભુ[1] નામ ધરાવો,
તો સહુને સરીખા ગણો રે;
ભેદ ભાવ પ્રભુ દૂર કરીને,
મુજશું રમો એક મેકશું રે વીર મનો૦ ૭
મોડા વહેલા તુમ હિ જ તારક,
હવે વિલંબ શા કારણે રે ?,
"જ્ઞાન" તણા ભવના પાપ મિટાવો,
વારી જાઉં વીર તોરા વારણે રે વીર મનો૦ ૮

(૫)

ત્રિશલાના જાયા રે મહાવીર સ્હાયે આવજોજી,
નહિ આવો તો થાશે સેવકના બે હાલ. ત્રિશલાના૦ ॥ ૧ ॥
દૈત્ય મહા મોહે રે વ્હાલા લાગ્યો પીડવા રે
દીધા દુખ કહેતા ન આવે પાર ત્રિશલાના૦ ॥ ૨ ॥
કામને અજ્ઞાને રે સત્તા નિજ વાપરીજી,
બાળે ક્રોધ ઘડી ઘડી ક્ષણમાંહી ત્રિશલાના૦ ॥ ૩ ॥
પંચ પાખંડ બાળે રે, વિટાયોછુ વેગથીજી,
વિકાર વિષધરની લાગી રે ચોટ ત્રિશલાના ॥ ૪ ॥

પ્રથમ કાળ પૂરો રે, જમ જેવો બેસિયોજી,
સૂઝે નહિ ધર્મ મારગની રે રીત. ત્રિશલાના૦ ॥ ૫ ॥
આરો ઘેવો ત્હારો રે, સેવક વ્હાલા માનીનેજી
તારો તારો ભવસાગરની રે વીર ત્રિશલાના૦ ॥ ૬ ॥
ળવળતો તારો વ્હાલો રે, સેવક હાથ ઝાલીનેજી
નહિ તારો તો જાશે તમારી રે લાજ ત્રિશલાના૦ ॥ ૭ ॥
તુંહિ તુંહિ સમરૂં રે, દુખીના બેલી આવજોજી
શરણ એક બુદ્ધિસાગરને છે તુજ ત્રિશલાના૦ ॥ ૮ ॥

## મ્હને હો વીરનું શરણું.

( કવ્વાલિ )

જગતમા સર્વ યોદ્ધામા, પ્રભુ મહાવીર તુ મોટો;
હઠા વા મોહને જીતી, મને હો વીરનું શરણુ ૧
અતિ ગભીરતા તારી, જમન શાળા વિશે કીધુ,
જણાવ્યુ નહિ સ્વય જ્ઞાની મને હો વીરનું શરણુ ૨
જણાવી માતૃભક્તિ બહુ, અરે જનની ઉદરમાહિ
પ્રતિના પ્રેમ જાળવવા મને હો વીરનું શરણુ ૩
અરે ઓ જેષ્ઠ બધુની, ખરી દાક્ષિણ્યતા રાખી
ગુણો ગણતા લહુ નહિ પાર, મને હો વીરનુ શરણુ ૪
યશોદા સાથ પરણીને રહ્યો નિર્લેપ અતરથી,
થશે ક્યારે દશા એવી, મને હો વીરનુ શરણ ૫

જગત ઉદ્ધાર કરવાના, યતિનો ધર્મ લીધો તે,
સહ્યા ઉપસર્ગ સમભાવે, મને હો વીરનુ શરણ ૬
અલૌકિક ધ્યાન તે કીધુ, ગયા દોષો થયા નિર્મલ,
થયા સર્વજ્ઞ ઉપકારી, મને હો વીરનુ શરણ ૭
ઘણા ઉપદેશ દીધા તે, ચતુર્વિધ સઘને સ્થાપ્યો,
તને મે-ઓળખી લીધો, મને હો વીરનુ શરણ ૮
અનતાનદ લીધો તે, જીવન તારૂ વિચારુ હુ,
'બુધ્ધિબ્ધિ' બાળ હુ તારો, મને હો વીરનુ શરણ ૯

( ૨ )

વીર જિનેશ્વર સાહિબ મેરા પાર ન લહું હુ તેરા,
મ્હેર કરી ટાલો મહારાજજી જન્મ-મરણના ફેરા
હો જિનજી, અબ હુ શરણે આવ્યો ૧
ગરભવાસ તણા દુખ મોટા, ઉંધે મસ્તક રહિયા,
મળમૂત્ર માહિ લપટાણો, એહવા દુખ મે સહિયા હો ૨
નરક નિગોદમા ઉપન્યો ને ચવીયો, સૂક્ષ્મ બાદર થઇયો,
વ્હેંચાણો સુઈના અગ્રભાગે, માનતિકા કિહા રહીગો હો ૩
નરક તણી વેદના અતિ ઉલગી, સહી તે જીવે બહુ,
પરમાધામીને વશ પડીયો, તે જાણો તમે સહુ હો ૪
તિર્યંચ તણા ભવ કીધા ઘણેરા, વિવેક નહિ ય લગાર,
નિશિ-દિનનો વ્યવહાર ન જાણ્યો, કેમ ઉતરાયે પાર હો ૫

દેવ ગતી નવિ પુણ્યે હુ પામ્યો તિર્યગ્ગતમા શ્રીજિન
મન પંકજમા દયા નવિ આણ્યા, દાન તણા નવ કહેવો ૬
મનુષ્ય જન્મને ધર્મ સામગ્રી, પામ્યો છુ બહુ પુણ્યે,
રાગ દ્વેષ માંહિ બહુ ભળીયો ન ટળી મમતા બુદ્ધિ હો. ૭
એક કંચન ને બીજી કામિની, તેહશુ મનડુ બાધ્યુ,
તેહના ભોગ લેવાને હુ ધૂગે કેમ કરી જિનધર્મને સાધુ ૮
મનની દોડ કીધી અતિ ઝાઝી, હુ તુ કેક જડ જેવા,
કલિ કલિ કલ્પમે જન્મ ગુમાયો, પુનરપિ પુનરપિ તેહવો. ૯
ચાર ગતિ માંહિ રવડીયો તોએ ન સિધ્યા કાજ
જયભ કહે તારા સેવકને બાહ્યગ્રહ્યાની લાજ હો ૧૦

## પરમાત્મા સ્તવનો

જિણંદા પ્યારા મુણિંદા પ્યારા દેખો રે જિણંદા ભગવાન,
દેખો રે જિણંદા પ્યારા० ॥
સુદર રૂપ સ્વરૂપ બિરાજે સ્વરૂપ બિરાજે,
જગનાયક ભગવાન દેખોરે० ॥ ૧ ॥
દ ન નરસ નિરખ્યો જિનજીકો નિરખ્યો જિનજીકો,
દાયક ચતુર સુજાણ દેખોરે० ॥ ૨ ॥
શોક સતાપ મિટયો અબ મેરો, મિટ્યો અબ મેરો,
પાયો અવિચલ ભાણ દેખોરે० ॥ ૩ ॥
સફલ ભઈ મેરી આજુકી ઘડીયા, આજુકી ઘડીયા,
સફલ ભયે નેનુ-પ્રાણ દેખોરે

દરિસણુ દેખ મિટ્યો દુખ મેરો, મિટ્યો દુ ખ મેરો,
આનંદઘન અવત૰ દેખોરે૰ ॥ ૫ ॥

( ૨ )

તું પ્રભુ મેરા મૈં પ્રભુ તેરા, ખામી ખિજમત ગારી રે,
પ્રીત બની અબ જિનજી તોશુ, જૈસે મીનને વારિ રે ૧
ભોર ભયો ને સમકિત રવિ ઉગ્યો, મીટ ગઇ રયણી અટારી રે,
મિથ્યા તામસ દૂર થયુ સવિ વિકસે પંકજ વારિ રે ૨
દ્વાર તુમારે આય ખડા હૈ, સેવા કરે નરનારી રે,
દરિસણુ દીજે દેવદાસનકુ, જાઉં તુમ બલિહારી રે ૩
પરઉપગારી જગહિતકારી દાન અભય દાતારી રે,
મહેર કરી પ્રભુ ! મોહે દીજે, ક્ષાયિક ગુણુ ભંડારી રે ૪
નીકી અતિ મીઠી અમીરસ સમ, મૂરતિ તુમ બહુ પ્યારી રે,
ઋદ્ધિ કહે કવિ રૂપવિબુધનો, ભવોભવ તુંહી આધારી રે ૫

( ૩ )

આજ મારા પ્રભુજી કાંઇ સામુ જુવોને,
સેવક કહીને બોલાવો રે,
એટલે હું મન ગમતુ પામ્યો,
રૂઠડા બાળ મનાચો મેરા સાંઈ રે આજ૰ ૧
પતિત પાવન શરણાગત વત્સલ,
એ જશ જગમાં ચાવો રે,

મને મના યા વિણુ નવિ મૂકુ
એહિ જ માહરો દાવો મોરા સ્વામી રે આજ૦ ૨
કબજે આવ્યા સ્વામી હવે નાહ છોડુ,
જિહા લગે તુમ સમ થાઉં રે,
જો તુમ ધ્યાન વિના શિવ લહીએ,
એહિ જ દાવ બતાવો મોરા સ્વામી રે, આજ૦ ૩
મહા-ગોપને મહા નિર્યામક,
એવા એવા બિરૂદ ધરાવો રે,
તો શુ આશ્રિતને ઉદ્ધરતા
ઘણુ ઘણુ શુ કહેવરાવો મોરા સ્વામી રે આજ૦ ૪
જ્ઞાનવિમળ ગુરુનો નિધિ મહિમા,
મગળ એહિ વધાવો રે,
અચળ અભેદ પણે અવલબી,
અહોનિશ એહિ દિલ ધ્યાવુ મોરા સાઇ રે આજ૦ ૫

(૪)

જગજીવન પ્રભુ મારા અમોલડા ચાના લીધા છે રાજ,
તમે અમારા અમે તમારા, વાસ નિગોદમા રહેતા ૧
કાલ અનતો સ્નેહી પ્યારા કદિય ન અતર કરતા,
બાદર સ્થાવરમા બેહુ આપણુ, કાલ અસખ્ય નિગમતા ૨
વિકલેન્દ્રિયમા કાલ સખ્યાતો વિસર્યા નવિ વિસરતા,
નરક સ્થાને રહ્યા બહુ સાથે, તિહા પણુ બેહુ દુખ સહેતા ૩

પન્માધામી સન્મુખ આપણ, ટગ ટગ નજરે જોતા,
દેવના ભવમા એક વિમાને, દેવના સુખ અનુભવતા ૪
એકલ પાખે દેવ શય્યામા, થેઈ થેઈ નાટક સુણતા,
તિહા પણ તમ અમે બેહુ સાથે જિન-જન્મમહોત્સવ કરતા ૫
તિર્યંચ ગતિમા સુખ-દુઃખ અનુભવતા, તિહા પણ સંગજ રહેતા
એક દિન સમવસરણમા આપણ જિનગુણ અમૃત પીતા ૬
એક દિન તમે અમે સાથે, વેલડીએ વળગીને ફરતા
એક દિન બાળ પણામા આપણ, ગેડી-દડે નિત્ય રમતા એમ ૭
તમે અમે બેઊ નિત્ય સ્વરૂપી એવાં કથા નિત્ય કરતા,
એક કુળ-ગોત્ર એક ઠેકાણે એક જ થાળીમા જમતા અમો ૮
એક દિન હું ઠાકર તમે ચાકર સેવા માહરી કરતા,
આજ તો આપ થયા જગ ઠાકર સિદ્ધિ-વધુના પનોતા અમો ૯
કાલ અનંતનો સ્નેહ વિસારી, કાજ કીવા મનગમતા
હવે અંતર કિમ કીધુ નભુજી ? ચૌ-રાજ જઈ પહોન્યા અમો ૧૦
દીપવિજય કવિરાજ પ્રભુજી જગતાન્ત જગનેતા
નિજ નવકને જશપદ દીજે, અનંતગુણે ગુણવંત અમો ૧૧



આડા પહાડ પર્વતને ડુગગ, તેથી નજર નાખી નવિ જાય,
દર્શન કેમ થાય ? કાગળ લખુ કોડથી ૧૧

સ્વામિ ! કાગળ પણ પહોચે નહિ, નહિ પહોચે મ દશો સાહી,
હું તો રહુ આહી કાગળ લખુ કોડથી ૧૨

સ્વામિ ! કેવળ જ્ઞાને કરી દેખજો, મારા આત્મા તણા આધાર
ઉતારો ભવ પાર કાગળ લખુ કોડથી ૧૩

ઓછુ અધિકુ ને વિપરીત જે લખ્યુ, માફ કરજો જરૂર જિનરાજ
લાગુ તુમ પાય, કાગળ લખુ કોડથી ૧૪

સવત અઢાર ત્રેપનની શાલમા, હરખે હર્ષ વિજય ગુણ ગાય,
પ્રેમ પણમુ પાય, કાગળ લખુ કોડથી ૧૫

## સજ્ઝાયો

### શ્રી અરિહતપદની સજ્ઝાય

વારી જાઉ શ્રી અરિહતની જેહના ગુણ છે બાર, મોહન૦
પ્રાતિહારજ આઠ છે, મૂલ અતિશય છે ચાર મોહન૦ ૧

વૃક્ષ અશોક સુરકુસુમની, વૃષ્ટિ દિ વ્યધ્વનિ વાણ, મોહન૦
ચામર સિંહાસન દુદુભી ભામડલ છત્ર વખાણ મોહન૦ ૨

પૂજા અતિશય છે ભલો, ત્રિભુવન જનને માન, મોહન૦
વચનાતિશય જોજનગામી, સમજે ભવી અસમાન મોહન૦ ૩

જ્ઞાનાતિશય અનુત્તર તણાં, સશય છેદણહાર, મોહન૦
લોકાલોક પ્રકાશતા કેવળજ્ઞાન ભડાર મોહન૦ ૪

નાગાદિક અતર રિપુ, તેહનો કીધો અત, મોહન૦
... ના વિચરે જગદીશ્વર, તિહા સાતે ઇતિ સમત મોહન૦ ૫

એહવા અપાપાગમનો, અતિશય અતિ અદ્ભુત, મોહન૦
અહર્નિશ સેવા માગતા, કોડી નમે સુર હુત મોહન૦ ૬

માર્ગ શ્રી અરિહંતનો, આદરીએ ગુણ નેહ, મોહન૦
ચાર નિક્ષેપે વાંદીએ, જ્ઞાનવિમળ ગુણ ગેહ મોહન૦ ૭

## શ્રી સિદ્ધપદની સજ્ઝાય

નમો સિદ્ધાણં બીજે પદે રે લાલ જેહના ગુણ છે આઠ હું વારી લાલ
શુકલ ધ્યાન અનલે કરીર લાલ બાળ્યા કર્મ કુઠાર રે હું વારી૦

જ્ઞાનાવરણી ક્ષયે લહ્યું રે લાલ, કેવળજ્ઞાન અનંત, હું વારી૦
દર્શનાવરણી ક્ષયથી થયા રે લાલ, કેવળદર્શન કરંત રે હું વારી૦

અક્ષય સુખ સહજથી ર લાલ વેદનીય કર્મનો નાશ હું વારી૦
મોહનીય ક્ષયે નિર્મલું રે લાલ ક્ષાયિક સમકિત વાસ રે હું વારી૦

અક્ષય સ્થિતિ ગુણ ઉપન્યો રે લાલ આયુકર્મ અભાવ રે, હું વારી૦
નામકર્મ ક્ષયે નિપન્યો રે લાલ, રૂપાદિક ગતિભાવ રે હું વારી૦

અગુરુલઘુ ગુણ ઉપન્યો ર લાલ,ન રહ્યો કોઈ વિભાવ રે,હું વારી૦
ગોત્રકર્મના નાશથી રે લાલ,નિજ પરજાયાજન ભાવ રે હું વારી૦

અનંતવીર્ય આતમતણું રે લાલ,પ્રગટ્યો અંતરાય નાશ રે હું વારી૦
આઠે કર્મ નાશી ગયા રે લાલ,અનંત અક્ષય ગુણ વાન રે હું વારી૦

બે પનર ઉપચારથી રે લાલ, અનંત પરંપર ભેદ રે, હું વારી૦
નિશ્ચયથી વીતરાગના રે લાલ, કીરણ કર્મ ઉચ્છેદ રે હું વારી૦

જ્ઞાનવિમલની જ્યોતિમા રે લાલ ભાસિત લોકાલોક રે, હું વારી૦
તેહના ધ્યાન થકી થશે ર લાલ, સુખીયા સકળ લોક રે હું વારી૦
નમો સિદ્ધાણં બીજે પદે રે

## શ્રી આચાર્યપદની સજ્ઝાય

આચારી આચાર્યનોજી, ત્રિજે પદે ધરો ધ્યાન,
શુભ ઉપદેશ પ્રરૂપતાજી, કહ્યા અરિહંત સમાન
સૂરીશ્વર ! નમતા શિવસુખ થાય
ભવભવના પાતિક જાય સૂરીશ્વર નમતા૦ ૧

પંચાચાર પળાવતાજી, આપણ તે પાલંત,
છત્રિશ છત્રિશી ગુણેજી, અલંકૃત તનુ વિલસંત. સૂરી૦ ૨

દર્શન જ્ઞાન ચારિત્રનાજી, એકેક આઠ આચાર,
બારહ તપ આચારનાજી, ઇમ છત્રિશ ઉદાર સૂરી૦ ૩

પડિરૂપાદિક ચઉદ ગુણજી વળી દશવિધ યતિ ધર્મ,
બારહ ભાવના ભાવતાજી એ છત્રિશ મર્મ સૂરી૦ ૪

પંચેન્દ્રિય દમે વિષયથીજી, ધારે નવવિધ બ્રહ્મ,
પંચ મહાવ્રત પોષતાજી પંચાચાર સમર્થ સૂરી૦ ૫

સમિતિ ગુપ્તિ શુદ્ધિ ધરીજી, ટાળે ચાર કષાય,
એ છત્રિશી આદરેજી ધન્ય ધન્ય તેહની માય સૂરી૦

અપ્રમત્તે અર્થ ભાખતાજી, ગણી નપદને આર,
છત્રિશ ચઉ વિનયાદિકેજી, ઇમ છત્રિશ પાઠ સૂરી૦ ૭

ગણધર ઉપમા દીજીએજી, યુગપ્રધાન કહાય,
ભાવ ચારિત્રી તેહવાજી, તિહાં જિન માર્ગ ઠરાય સૂરી૦ ૮

જ્ઞાનવિમળ ગુણ રાજતાજી, ગાજે શાસન માંહે,
તે વાદી નિર્મળ કરોજી, બોધિ બીજ ઉચ્છાહે સૂરી૦ ૯

## શ્રી ઉપાધ્યાયજીની સજ્ઝાય

ચોથે પદ ઉવજ્ઝાયનુ, ગુણવંતનુ ધરો ધ્યાન રે,
યુવરાજ સમ તે કહ્યા, પદ સૂરિને સમાન રે ૧

જે સૂરિ સમાન વ્યાખ્યાન કરે, પણ ન ધરે અભિમાન રે,
વળી સૂત્ર અર્થનો પાઠ દીએ, ભવિજીવને સાવધાન રે ૨

અંગ અગ્યાર ચઉદ પૂર્વ જે, વળી ભણે ભણાવે જેહ રે,
ગુણ પચવિશ અલંકર્યા, દૃષ્ટિવાદ અર્થના ગેહ રે ૩

બહુ નેહે અર્થ અભ્યાસે સદા, મન ધરતાં ધર્મધ્યાન રે,
ત્રે ગચ્છ નિશ્ચિંત પ્રવર્તક દીએ સ્થવિરને બહુમાન રે ૪

અથવા અંગ અગ્યાર જે વળી, તેહના બાર ઉપાંગ રે,
ચરણ કરણની નિઝરી, જે ધારે આપણુ અંગ રે ૫

વળી ધારે આપણું અંગ પંચાંગી, નય ને શુદ્ધ વાણુ રે
નય ગમ ભંગ પ્રમાણુ વિચારને, દાખતા જિન આણુ રે ૬

મધ ક્રમ હિતકારીયા, રત્નાધિક મુનિ હિતકાર રે,
પણ વ્યવહાર પ્રરૂપતા કહે, દશ સમાચારી આચાર રે ૭

ઇન્દ્રિય પંચથી વિષય વિકારને, વારતા ગુણ ગેહ રે,
શ્રી જિનશાસન ધર્મ ધુરા, નિરવહતા શુચિ દેહ રે ૮

પચવિશી પચવિશ ગુણ તણી, જે ભાખે પ્રવચન માંહે રે,
મુક્તાફળ શુક્તિની પરે દીપે જસ અંગ ઉચ્છાહે રે ૯

જસ દીપે અતિ ઉચ્છાહે અધિક ગુણે જીવથી એકતાન રે,
એહવા વાચકનુ ઉપમાન કિમ કહું, તેહથી શુભ ધ્યાન રે ૧૦

## શ્રી સાધુપદની સજ્ઝાય

તે મુનિને કરૂ વંદન ભાવે, જે ષટકાય વ્રત રાખે રે,
ઇન્દ્રિય પણ દમે વિષયપણાથી, વળી શાંત સુધારસ ચાખે રે
તે મુનિ૦ ૧

લોભ તણા નિગ્રહને કરતા, વળી પડિલેહણાદિક કિરીયા રે
નિરાશંસ યતનાએ બહુ પરી, વળી કરણશુદ્ધિ ગુણ દરિયા રે
તે મુનિ૦ ૨

અહનિશ સંયમ યોગશું યુકતા, દુર્ધર પરિષહ સહતા રે,
મન વચ કાય કુશળતા યોગે, વરતાવે ગુણ અનુસરતા રે
તે મુનિ૦ ૩

છડે નિજ તનુ ધર્મને કામે, ઉપસર્ગાદિક આવે રે,
સત્તાવિશ ગુણે કરી શોભે સૂત્રાચારને ભાવે રે
તે મુનિ૦ ૪

જ્ઞાન દર્શન ચારિત્ર તણા જે, ત્રિકરણ જોગ આચાર રે,
અંગે ધરે નિસ્પૃહતા શુદ્ધિ, એ સત્તાવિશ ગુણ સાર રે
તે મુનિ૦ ૫

અરિહંત ભકિત સદા ઉપદેશે, વાચક સૂરિના સહાય રે,
મુનિ વિણ સર્વ ક્રિયા નવિ સૂઝે, તીર્થ સકલ સુખદાયી રે
તે મુનિ૦ ૬

પદ પાંચમે ઇણી પરે ધ્યાવે પંચમી ગતિ સાધે રે,
સુખી કરજો શાસન નાયક, જ્ઞાનવિમલ ગુણ વાધે રે
તે મુનિને કરૂ વંદના૦ ૭

## શ્રી દાન શીયળ તપ અને ભાવનુ ચોઢાળીયુ

### દોહા

પ્રથમ જિનેશ્વર પાય નમી, પામી સુગુરુ પ્રસાદ;
દાન શીયળ તપ ભાવના, બોલીશ હું સંવાદ ૧

વીર જિણંદ સમોસર્યા રાજગૃહી ઉદ્યાન,
સમવસરણ દેવે રચ્યુ, બેઠા શ્રી વર્ધમાન ૨

બેઠી બારે પરષદા સુણવા જિનવર વાણ,
દાન કહે પ્રભુ! હું વડો, મુજને પ્રથમ વખાણ ૩

સાંભળજો સહુ કો તુમે, ગુણ છે મુજ સમાન,
અરિહંત દીક્ષા અવસરે આપે પહેલુ દાન ૪

પ્રથમ પહોર દાતારનો, લીજે સહુ કોઇ નામ,
દીધાના દેવલ ચડે, સીઝે વાંછિત કામ ૫

તીર્થંકરને પારણે, કુણ કરે મુજ હોડ,
વૃષ્ટિ કરૂં સોવન તણી, સાડી બારહ કોડ ૬

હું જગ સઘળો વશ કરૂં મુજ મોટી છે વાત,
કુણ કુણ દાન થકી તર્યા, તે સુણજો અવદાત ૭

### ઢાળ ૧

ધન્ય સાર્થવાહ સાધુને, દીધું ઘૃતનું દાન, લલના૦
તીર્થંકરપદ મેં દીયો તિણે મુજ અભિમાન લલના૦ ૧

દાન કહે જગ હું વડો, મુજ સરીખો નહી કોય, લલના૦
ઋદ્ધિ સમૃદ્ધિ સુખ સંપજે, દાને દોલત હોય લલના૦ દા૦ ૨

સુમુખ નામે ગાથાપતિ પડિલાભ્યા અણગાર, લલના૦
કુમાર સુબાહુ સુખ લહે તે તે મુજ ઉપગાર લલના૦ દા૦ ૩

પાચશે મુનિને પારણુ દેતો વહોરી આણ, લલના૦
ભરત થયો ચક્રવર્તી ભલા, તે પણ મુજ ફળ જાણ લલના૦ દા૦ ૪

માસ ખમણને પારણે, પડિલાભ્યા અણગાર, લલના૦
શાલિભદ્ર સુખ ભોગવે, દાન તણો સુપસાય લલના૦ દા૦ ૫

આપ્યા અડદ તણા બાકુળા, ઉત્તમ પાત્ર વિશેષ, લલના૦
મૂળદેવ રાજા થયો, દાન તણા ફળ દેખ લલના૦ દા૦ ૬

પ્રથમ જિનેશ્વર પારણે, શ્રી શ્રેયાંસકુમાર, લલના૦
શેરડી રસ વહોરાવીયો પામ્યો ભવનો પાર લલના૦ દા૦ ૭

ચંદનબાળા બાકુળા, પડિલાભ્યા મહાવીર લલના૦
પંચદિવ્ય પ્રગટ થયાં, સુંદર રૂપ શરીર, લલના૦ દા૦ ૮

પૂર્વભવ પારેવડું, શરણે રાખ્યું સુર; લલના૦
તીર્થંકર ચક્રી પણે પ્રગટયો પુણ્ય પડુર, લલના૦ દા૦ ૯

ગજ ભવે સસલો રાખીયો, કરુણા કીધી સાર, લલના૦
શ્રેણીકને ઘરે અવતર્યો, અંગજ મેઘકુમાર લલના૦ દા૦ ૧૦

ઇમ અનેક મેં ઉદ્ધર્યા, કહેતા નાવે પાર લલના૦
સમયસુંદર પ્રભુ વીરજી, પહેલો મુજ અધિકાર લલના દા૦ ૧૧

દોહા

શીયળ કહે સુણુ દાન તું, કીશુ કરે અહંકાર;
આડંબર આંઠ પહોર, યાચકશુ વ્યવહાર ૧

અંતરાય વળી તાહરે ભોગ કર્મ સમાર,
જિનવર કર નિચો કરે તુજને પડ્યો ધિક્કાર ૨

ગર્વ મ કર રે દાન તું, મુજ પૂંઠે નહુ કોય,
ચાકર ચાલે આગળે, તો તું રાજા હોય । ૩

જિનમંદિર સોના તાણું નવું નિપાવે કોય,
સોવન કોડી દાન દે શીયળ સમો નહિ કાય ૪

શીયળે સંકટ નવિ ટળે શીયળે સુજસ સૌભાગ્ય,
શીયળે સુર સાંનિધ્ય કરે, શીયળે વડો વૈરાગ્ય ૫

શીયળ સર્પ ન આભડે, શીયળે શીતળ આગ,
શીયળે અરિ કરી કેશરી ભય જાયે સહુ ભાગ ૬

જન્મ મરણના દુઃખ થકી મે છોડાવ્યા અનેક,
નામ કહું હવે તેહના સાંભળજો સુવિવેક ૭

ઢાળ ૨

( પાસ જિણંદ જુહારીએ–એ દેશી )

શીયળ કહે જગ હું વડો મુજ વાત સુણો અતિ મીઠી રે
લાલચ લાગે લોકને, મે દાન તણી વાત દીઠી રે શી૦ ૧

કલહ કારણ જગ જાણીએ વળી વિરતિ નહી પણ કોઇ રે,
તે નારદ મે મિત્ર પોં મુજ જુએ એ અધિકાઈ રે શી૦ ૨

બાહે પહેર્યા બેરખા, શંખ રાજાએ દૂષણ દીધો રે,
કાપ્યા હાથ કલાવતી, પણ મે નવપલ્લવ કીધો રે શી૦ ૩

રાવણ ઘર સીતા રહી, રામચંદ્ર ઘર આણી રે,
સીતા કલંક ઉતારીયો, મે પાવક કીધો પાણી રે શી૦ ૪

ચંપા બાર ઉઘાડીયા, વળી ચાલણીયે કાઢયા નીરો રે,
સતી સુભદ્રા જસ થયો, તો મેં તસ કીધી ભીરો રે શી૦ ૫

રાજા મારણ માંડીયો, રાણી અભયાએ દૂષણ દાખ્યો રે,
શૂળી સિંહાસન મેં કીધું, મેં શેઠ સુદર્શન રાખ્યો રે શી૦ ૬

શીતલવાડ મંત્રીસરે આવતા અગ્નિદલ થંભ્યા રે,
તિહાં પણ સાનિધ મેં કરી, વળી ધર્મકાજ આરંભ્યા રે શી૦ ૭

પરણ ચીર પ્રગટ કીયા, મેં અઠ્ઠોત્તર સો વાર રે,
પાંડવ નારી દ્રૌપદી, મેં રાખી તામ ઉદાર રે શી૦ ૮

બ્રાહ્મી ચંદનબાળિકા વળી શીયળવતી દમયન્તી રે,
ચેડાની સાતે સુતા, રાજીમતી સુંદર કુંતી રે શી૦ ૯

ઇત્યાદિક મેં ઉધર્યા, નરનારી કરા વૃંદો રે,
સમયસુંદર પ્રભુ વીરજી, પહેલા મુજ આણંદો રે. શી૦ ૧૦

દોહા

તપ બોલ્યું તાડકો કરી, દાને તું અવહીલ,
પણ મુજ આગળ તું કીશો ? સાભળ રે ત શીલ ૧

સરસા ભોજન મેં તજ્યા, ન ગમે મીઠા નાદ,
દેહ તણી શોભા તજી, તુજ મેં કીશ્યો સવાદ ? ૨

નારી થકી ડરતો રહે, કાયર કાશ્યો વખાણ ?
દૃઢ કપટ બહુ કેળવી જિમ તિમ રાખે પ્રાણ ૩
કાળ વિના તુજ આદરે, છાંડે સહુ સમાન,
આપ એક તું ભાજતા, બીજા ભાંજે ચાર ૪
કર્મ નિકાચિત તાડવું, ભાંજું ભવ ભડભીમ,
અરિહંત મુજને આદરે, વરસ છમાસી સીમ. ૫

અષ્ટાપદ ગૌતમ ચઢયા વાંદ્યા જિન ચોવિસ હો, સુંદર૦
તાપસ પણ પ્રતિબુઝવ્યા, તિણે મુજ અધિક જગીશ હો સુંદર૦ ૭
ચૌદ સહસ અણગારમે, શ્રી ધન્નો અણગાર હો, સુંદર૦
વીરજિણંદ વખાણીયો, એ પણ મુજ અધિકાર હો સુંદર૦ ૮
કૃષ્ણ નરેશર આગળે, દુક્કરકારક દેવ હો, સું૦
ઢંઢણ નેમિ પ્રશંશીયો, મુજ મહિમા અવિ તેહ હો સુંદર ૯
નંદિષેણ વહોરણ ગયો, ગણિકા કીધી હાસ્ય હો, સુંદર૦
વૃષ્ટિ કીધી સોવનતણી, મેં તસ પૂરી આશ હો સુંદર૦ ૧૦
ઇમ બલભદ્ર પ્રમુખ બહુ, તાર્યાં તપસ્વી જીવ હો સુંદર૦
સમયસુંદર પ્રભુ વીરજી, પહેલો મુજ પ્રસ્તાવ હો સુંદર૦ ૧૧

દોહા

ભાવ કહે તપ તું કીસ્યુ ? છેડયો કરે કષાય,
પૂર્વ કોટી તપ જે તપે, ક્ષણમેં ખેરૂ થાય ૧

ખધક આચાર્યે પ્રત્યે, તે બાલ્યો સવિ દેશ,
અશુભ નિયાણું તું કરે ક્ષમા નહિ લવલેશ ૨

દ્વૈપાયન ઋષિ દુહવ્યો, સાંબ પ્રદ્યુમ્ને સાહી,
તે તપ ક્રોધે કરી તિહાં દીધી દ્વારિકા દાહી ૩

દાન શીયળ તપ સાભળો મ કરો જૂઠ ગુમાન;
લોક સહુકો સાખ દે, ધર્મે ભાવ પ્રધાન ૪

આપ નપુંસક છો ત્રણે, ઇ વ્યાકરણ તે સાખ,
કામ સરે નહિ કોઇનું, ભાવ ભણે મુજ પખ ૫

રસ વિણ કનક ન નિપજે, જલ વિણ નહિ તરુ વૃદ્ધિ;
રસવતી રસ નહિ લવણુ વિના, તિમ મુજ વિણ નહિ સિદ્ધિ ૬

મંત્ર યંત્ર મણિ ઔષધિ, દેવ ધર્મ ગુણુ મેવ,
ભાવ વિના તે નવિ ફળ્યા, ભાવ ફળે નિત્યમેવ, ૭

દાન શીયલ તપ જે તુમે નિજ નિજ કહ્યા વૃત્તાન્ત,
તિહાં જો ભાવ નવિ હોત તે કોઈ સિદ્ધિ નવિ હુંત ૮

ભાવ કહે મેં એકલે, તાર્યા બહુ નરનાર,
સાવધાન થઈ સાંભળો તે હું કહું નિરધાર ૯

ઢાળ ૪

(કપૂર હોવે અતિ ઉજળું રે-એ દેશી)

જ્ઞાનનમે કાઉસગ્ગ જ્યારે, પ્રસન્નચંદ્ર ઋષિરાય
તે મેં દીધો કેવલી રે, તત્ક્ષણ કર્મ ખપાય ૧

સોભાગી સુંદર ભાવ બડો સંસાર એ તો બીજો મુજ પરિવાર;
દાનાદિક વિણુ એકલો રે, પહોંચાડું ભવપાર સો૦ ૨

વંશ ઉપર નાચી ખેલતો રે, ઇલાચી પુત્ર અપાર;
કેવલજ્ઞાની મેં કીયો રે પ્રતિબોધ્યો પરિવાર સો૦ ૩

ભૂખ તૃષા ખમી અતિ ઘણી રે, કરતો કૂર આહાર,
કેવલ મહિમા સુર કરે રે, કુરગડુ અણુગાર સો૦ ૪

લાભથી લોભ વધે ઘણો રે આવ્યો મન વૈરાગ્ય,
કપિલ થયો તે મુનિ કેવલી રે, તે મુજને સૌભાગ્ય સો૦ ૫

અર્ણિકાસુત રાજનો ધણી રે, ક્ષીણજંઘા વળી જાણુ,
કીધો અંતગડ કેવલી રે ગંગાજલ ગુણુ ખાણુ સો૦ ૬

પન્નરસે તાપસ ભણી રે દીધી ગોતમે દીક્ષ,
તત્ક્ષણ કીધા કરની રે, જો મુજ માની શીખ સો૦ ૭

પાપી પાલક પીલીયા રે, ખંધકસૂરિના શિષ્ય
જન્મ મરણથી છોડાવીયા રે, આપે મુજ આશિષ સો૦ ૮

ચંડરુદ્ર નિશિ ચાલતા રે, દીધા દંડ પ્રહાર,
નવ દીક્ષિત થયો કેવલી રે, તે ગુરુ પણે તેણી વાર સો૦ ૯

ધન રથકારક સાધુને રે પડિલાભ્યો ધ્યાન,
મૃગલો ભાવના ભાવતા રે, પહોતો સ્વર્ગ આવાસ સો૦ ૧૦

નિજ અપરાધ ખમાવતી રે, મૂક્યો મનથી માન,
મૃગાવતીને મેં દીધો રે નિર્મલ કેવલ જ્ઞાન સો૦ ૧૧

મરુદેવી ગજ ઉપર રે પેખી પુત્રની ઋદ્ધિ,
મુજને મનમેં ધર્યો રે, તત્ક્ષણ પામી સિદ્ધિ સો૦ ૧૨

વીર વંદણ ચાલ્યો મારગે રે ચાંપ્યો અશ્વ તુરંગ,
દર્દુર નામે દેવતા રે તેહ થયો મુજ સંગ સો૦ ૧૩

પ્રભુ પાય પૂજણ નિસરી રે દુર્ગલા નામે નાર,
કાલધર્મ વિચમાં કરી રે, પહોંચી સ્વર્ગ મોઝાર સો૦ ૧૪

કાયાની શોભા કારમી રે, રૂપ કિશ્યો અભિમાન,
ભરત આરિસાભુવનમાં રે પામ્યા કેવળજ્ઞાન સો૦ ૧૫

અષાઢાભૂતિ મુનિવરે રે પ્રગટ્યો ભરત સ્વરૂપ
નાટક કરતા પામીયો રે, કેવલજ્ઞાન અનુપ, સો૦ ૧૬

દીક્ષાદિન કાઉસગ્ગે રહ્યો રે, ગજસુકુમાલ મસાણ,
સોમીલ શિર પ્રજ્વાળીયો રે, સિદ્ધિ ગયો શુભ જાણ સો૦ ૧૭

ગુણમાગર થયો કેવલી રે નાભજી પૂરૂવીચંદ,
પોતે કવશ પ્રાનીયો રે, તેવા કર સુર ઇંદ મો૦ ૧૮
એમ અનેક મે ઉધર્યા રે, મ ના શિવપુર વાસ,
સમયગુંદર પ્રભુ નીરખી ને, મુજને પ્રથમ પ્રમાદ મો૦ ૧૯

દોહા

નીર કહે તુમે સાંભળો જ્ઞાન શીયલ તપ ભાવ;
નિંદા છ મનિપાપિની, ધર્મ કર્મ પ્રસ્તાવ ૧
પરનિંદા કરતા થકા, પાપે પીંડ ભરાય;
નેદ શાર વાધ ઘણો, દુગતિ પ્રાણી જાય ૨
નિંદક નરિખો પાપીયો જૂરો કોઇ ન દી૦
ચળી ચંડાળ સમો કહ્યો, નિંદક મુખ અદીઠ ૩
આપ પ્રશંસા આપણું, કરતા ઇન્દ્ર નરિન્દ્ર;
લઘુતા પામે લોકમા નાશે નિજ ગુણ વૃંદ ૪
દા કહે નિમ કરો તુમે, નિંદાને અહંકાર;
આપ આપણા કામે રહો, નહુકા બનો નસાર ૫
તો પણ અધિકા ભાવ છે, એકાકી ગુનમથ;
જ્ઞાન શીયલ તપ નસ ભલા ભાવ વિના અવ્યર્થ ૬
અંજન આંખે આંજતા અધિકા આવા રેખ,
રજમાંહે તજ કાઢતા આંકડા ભાવ વિશેષ ૭
ભગવત ષડ ભંજન ભણ્યાં ચાર સરીખા નાવન,
ચાર કરી સુખ આપણા, ચતુર્વિધ ધર્મ કહત ૮

પનરસે તાપસ ભણી રે દીધી ગૌતમે દીક્ષ
તત્ક્ષણ કીધા કનની રે, જો મુજ માની શીખ સો૦ ૭

પાપી પાલક પીલીયા રે ખંધકસૂરિના શિષ્ય
જન્મ મરણથી છોડાવીયા રે, આપે મુજ આશિષ સો૦ ૮

ચંડરુદ્ર નિશિ ચાલતા રે, દીધા દંડ પ્રહાર,
નવ દીક્ષિત થયો કેવલી રે, તે ગુરુ પણે તેણી વાર સો૦ ૯

ધન રથકારક સાધુને રે પડિલાભ્યો ઉલ્લાસ,
મૃગલો ભાવના ભાવતા રે, પહોંતો સ્વર્ગ આવાસ સો૦ ૧૦

નિજ અપરાધ ખમાવતી રે, મૂકયો મનથી માન,
મૃગાવતીને મેં દીયો રે નિર્મલ કેવલ જ્ઞાન સો૦ ૧૧

મરુદેવી ગજ ઉપર રે પેખી પુત્રની ઋદ્ધિ,
મુજને મનમેં ધર્યો રે, તત્ક્ષણ પામી સિદ્ધિ સો૦ ૧૨

વીર વંદન ચાલ્યો મારગે રે ચાંપ્યો ચપલ તુરંગ,
દર્દુર નામે દેવતા રે તેહ થયો મુજ સંગ સો૦ ૧૩

પ્રભુ પાય પૂજણ નિસરી રે, દુર્ગતા નામે નાર,
કાલધર્મ વિચમા કરી રે, પહોંચી સ્વર્ગ મોઝાર સો૦ ૧૪

કાયાની શોભા કારમી રે, રૂપ કિશ્યો અભિમાન;
ભરત આરિસાભુવનમાં રે, પામ્યા કેવળજ્ઞાન સો૦ ૧૫

અષાઢાભૂતિ મુનિવરો રે પ્રગટયો ભરત સ્વરૂપ
નાટક કરતા પામીયો રે કેવલજ્ઞાન અનુપ. સો૦ ૧૬

દીક્ષાદિન કાઉસ્સગ્ગે રહ્યો રે, ગજસુકુમાલ મસાણ,
સોમીલ શિર્ષ પ્રજ્વાલીયા રે, સિદ્ધિ ગયો શુભ જાણ સો૦ ૧૭

ગુણમાનન થયો કેવની રે નાભજી પૃથ્વીચંદ,
પોતે કવળ પામીયો રે, એવા કન મુન ઇંદ મો૦ ૧૮
એમ અનેક મે ઉધર્યા રે, નનાં શિવપુર વાન,
સમયસુંદન પ્રભુ વીનજી ર, મુઝને પ્રથમ પ્રશસ્ત મો૦ ૧૯

દોહા

વીર કહે તુમે સાભળો દાન શીયળ તપ ભાવ
નિંદા છે અતિપાપિણી, ધર્મ કમ પ્રસ્તાવ ૧
પરનિંદા કરતા થકા, પાપે પીંડ ભરાય,
વેઠ રાઠ વાધે ઘણો, દુર્ગતિ પ્રાણી જાય ૨
નિંદક અખિેા પાપીયો બૂરે કાઇ ન દીઠ
વળી ચંડાળ સમો કહ્યો, નિંદક મુર્ખ અનીઠ ૩
આપ પ્રશંસા આપણી, કરતા ઇન્દ્ર નરિન્દ્ર
લઘુતા પામે લોકમા નાસે નિજ ગુણ વૃંદ ૪
તે કહે નિમ કરો તુમે નિંદાને અહંકાર,
આપ આપણે કામે રહો, મચુકા બનો નસાર ૫
તો પણ અધિકા ભાવ છ, એકાંત ગુનમથ,
દાન શીયલ તપ તણ ભલા ભાવ વિના અકયથ ૬
અંજન આંખે આંજતા અધિકા આણે રેખ,
રજનાઇ તજ કાઢતા આવકા ભાવ વિશેષ ૭
ભગવત ભાંઠ ભજન ભણાં, ચાર સરીખા જાણત,
ચાર કરી સુખ આપણા, ચતુર્વિધ ધર્મ કહત ૮

ઢાળ ૫

( પ્રશ્નોત્તર પૂછે પિતા રે–એ દેશી )

વીર જિનેશ્વર ઈમ ભણે રે બેઠી પરખદા બાર,
ધર્મ કરો તુમે પ્રાણિયા રે, જિમ પામે ભવ પાર રે ૧

ધર્મ હૈયે ધરો, ધર્મના ચાર પ્રકાર રે ભવિયણ સાંભળો,
ધર્મ મુક્તિ સુખકારો રે ધર્મ હૈયે ધરો ॥ એ આંકણી૦ ॥

ધર્મ થકી ધન સંપજે રે, ધર્મથી શિવસુખ હોય,
ધર્મ થકી અરતિ ટળે રે ધર્મ સમો નહિ કોય રે ધ૦ ૨

દુર્ગતિ પડતાં પ્રાણિયા રે, રાખે શ્રી જિન ધર્મ;
કુટુંબ સહુકો કારમો રે, મત ભૂલો ભવભર્મ રે ધ૦ ૩

જીવ જીકે સુખીયો થયો રે, વળી હોશે છેહ જેહ;
તે જિનવરના ધર્મથી રે, મત કોઈ કરો સંદેહ રે ધ૦ ૪

સોલસે છાશઠમે સમે રે, સાગાનેર મોઝાર,
પદ્મપ્રભુ સુપસાઉલે રે એહ ભણ્યો અધિકાર ધ૦ ૫

સોહમસ્વામી પરંપરા રે, ખરતર ગચ્છ કુલચંદ
યુગપ્રધાન જગ પરગટો રે, શ્રી જિનચંદ સૂરીન્દો રે ધ૦ ૬

તાસ શિષ્ય અતિ દીપતો રે, વિનયવંત જશવંત,
આચારજ ચઢતી કલા રે, શ્રી જિનસિંહસૂરિ મહન્તો રે ધ૦ ૭

પ્રથમ શિષ્ય શ્રીપૂજ્યના રે, સકલચંદ તસ શિષ્ય,
સમયસુંદર વાચક ભણે રે, સંઘ સદા સુજગીનો રે ધ૦ ૮

દાન શીયળ તપ ભાવનો રે, સરસ રચ્યો સંવાદ,
ભણતા ગણતા ભાવશું રે, ઋદ્ધિ સમૃદ્ધિ સુપસાદો રે ધ૦ ૯

ભાવી સુધરવા એક કહી યુક્તિ, વીર પ્રભુની કરીએ ભક્તિ,
પાવાપુરીમા વીર ગયા મુક્તિ, દીવાળી ઉજવિએ મન યુક્તિ
વીર ભક્તિથી પુણ્ય વધેને, પાપો ભસ્મ થાય યુવાની૦ ૩

૩

સ સાર મુસાફીર ખાનુ છે, કોઇ સદા નથી રહેવાનુ છે,
મૃત્યુ તો જવાનુ બહાનુ છે મ નાર૦ ૧
જીવ નવેં જગતમા થાતાં, મુકામ કરે થોડી રાતી
આ સત્ય કહીં' નહિ છાનુ છે સ સાર૦ ૨
કાઈ પહેલેથી કાઈ પાછળથી, કોઇ પાછળથી કોઈ આગળથી;
પણ જરૂર જરૂર જવાનુ છે સ સાર૦ ૩
કાઇ બિસ્તર બાધી આવે છે, કોઈ બિસ્તર બાધી જાવે છે,
છેવટ આ ચક્ર સદાનુ છે સ સાર૦ ૪

૪

ટમ ટમ ટમ ટીલડીના ટમકારે કે
મન મારૂ મોહ્યુ મોહ્યુ મોહ્યુ રે
તારી જ્યોતના ચમકારે કે મન મારૂ મોહ્યુ૦ ટમ૦ ૧
તારી વાણીના તો પાન કરૂ, તો ભવસાગર હું સ્હેજે તરૂ,
તારી ગભીરતાના ગમકારે કે, મન મારૂ મોહ્યુ મોહ્યુ
મોહ્યુ રે ૨
તારા ચરણકમળમા સ્પર્શ કરૂ,
તો જનમ જનમના દુ ખડા હરૂ;
તારી મુદ્રાના મલકારે કે
મન મારૂ મોહ્યુ મોહ્યુ મોહ્યુ રે. ટમ૦ ૩

તારા પ્રેમ ભર્યાં પૂજન હું કરૂ,
ભય મોહ નહિ લવલેશ કરૂ,
તારી આંખલડીના અણુસારે કે
મન મારૂ મોહ્યુ મોહ્યુ મોહ્યુ રે પ્રેમ૦ ૪

૫

વિષ ભરીને વિષધર સૂતા, ચડકોશીયા નામી,
મહાભયકર એ મારગમા વિચરે મહાવીર સ્વામી
જાશો મા પ્રભુ પથ વિકટ છે ઝેર ભર્યો એક નાગ નીકટ છે,
હાથ જોડીને વિનવે વીરને, લોક બધા ભય પામી મહા૦ ૧
આવી ગધ જ્યા માનવ કેરી, ડંખ દીધો ત્યા થઇને વૈરી,
હિંસા અને અહિંસા વચ્ચે લડાઇ ભીષણ જામી મહા૦ ૨
દૂધ વહ્યુ જ્યા પ્રભુને ચરણે, ચડકોશીયો આવ્યો શરણે,
કઇક સમજ તુ કઇક સમજ, એમ કહે કરૂણા આણી મહા૦ ૩
વેરથી વેર શમે નહિ જગમાં પ્રેમથી પ્રેમ વધે જીવનમા
પ્રેમ ધર્મનો પરિચય પામી, નાગ રહ્યો શિર નામી મહા૦ ૪

૬

દાદાને દ્વાર જઈ આવ્યો હો જીવડા, દાદાને દ્વાર જઈ આવ્યો
શત્રુજીમા નાહી આવ્યો હો જીવડા દાદાને૦ ૧
જોઈ તલાટી જોઇ દરિયો, જોયો માનવનો મેળો,
આગમ મદિરમા જઇને હુ તો દાદાની પૂજા કરી આ યો દા ૨
જોયા પગથીયાને લીધા વિસામણા, જોયો હિંગળાજનો હડો,
હિંગળાજે દેવીને નમન કરીને, કરે હાથ દઇ આવ્યો દાદા૦ ૩

કામ ક્રોધ માયાના ઝોલે, જીવન મારુ ડોલે છે,
નગરાના ભાન ભૂલીને, માયાની ચકડોલે છે
    મહેર કરીને પાર ઉતારો, આધાર તું જિનવરીયા ભવ૦ ૨

ભાવ ભક્તિ રસ પુષ્પો ભરા, રસ ખોળો લઇ આવું રે
દયામાહિ હીરા ભરીને, ભક્તિ ગીતો ગાઉં રે
    નૂર્ણશિશુની આશ પૂરાવો, પાયે પડુ જિનવરીયા ભવ ૩

૯

પ્રભુજી ધરશો ન દિલમા રીસ, ધરશો ન દીલમા રીસ,
    તું દાયક ને હું માગણ છુ, માગણી તો માગીશ,
        હઠીલો થઇને હઠ માંડીશ    પ્રભુજી ધરશો ૧

આજ કાલ કરી લલચાયો દીધુ ન હાથથી દાન,
કરી ફરી ફેરા ફરીને થાકયો, તોયે ન આપ્યુ ધ્યાન,
    હવે હુ ઘરે ઘરે ગરણુ માલીશ પ્રભુજી૦ ૨

મોખ નથી હમણા દેવાનો, એમ મુખે કહેતા શું થાય
નદી વચ્ચે નાપાણી આવી, એવો બન્યો છે ન્યાય,
    છતા નહિ લીધા વિના જઇશું પ્રભુજી૦ ૩

ના કહેતા નામ ન રહે, દેતા ન ચાલે જીવ,
નાનાની પણ કંજુસ નાગે ના કરી આપે નહિ
    જિણુદજી ખાલી કેમ કાઢીશ પ્રભુજી૦ ૪

ઓછુ થઇ જશે એવા ભયથી શેના કરો છો વિચાર,
માગ માગ માગે જે આપુ, એમ કેમ ઉચ્ચાર્યા ઉચ્ચાર:
    હવે તું મુજને શુ આપીશ જિણુદજી

દાયક બિરુદ ધરાવીને બેઠા કલ્પતરુની જેમ,
હવે યાચકનુ વાછિત દેતા ગુદા ગાલો દો કેમ,
જગપતિ બિરુદ કેમ પાલીશ પ્રભુજી ૬
ધાર્યાથી તને ઓછુ આપીશ કાઢીશ નહિ નિરાશ
આટલુ પણ નવિ મુખથી બોલો તો કેમ મરશે આશ,
વળી મુજ દારિદ્ર તુ કેમ ટાળીશ પ્રભુજી ૭
તુ દાવાનલ સમાવવા સમરથ સમજી મેઘ સમાન,
વર્ષ વર્ષ તુ કહેતા મુખથી ધન છુ તારુ ધ્યાન
છતા મને કયા સુધી તુ તાવીશ પ્રભુજી ૯
વીતરાગ પદ પામી પોતે ભકતને રાજી કીધ,
ગગીને શુ વિરાગી આગે, હવે મે સમજણુ લીધ,
મુનીશ્વર ! ઇચ્છાને વારીશ પ્રભુજી૦ ૧૦
નરપતિ ચપા નગરી કેરા વાસુપૂજ્ય પરમેશ્વર,
ચતુરવિજયનો કિકર કહે દર્શન મળો હમેશ જિનેશ્વર,
મુજ ઉમેદ દીલ રાખીશ પ્રભુજી ૧૧

૧૦

[ આ તો લાખેણી આગી કહેવાય-એ રાગ ]

તમે ભાવે ભજી લ્યો ભગવાન જીવન થોડુ રહ્યુ,
કાઈ આતમનુ કરો કલ્યાણ જીવન થોડુ રહ્યુ૦ ૧
તેને દીધેલો કાલ તમે ભૂલી ગયા,
જૂઠી માયાના મોહમા ઘેલા થયા
ચેતો ચેતો શુ ભૂલ્યા ભાન૦ જીવન થોડુ૦ ૨

બાલપણ જુવાનીમા અડધુ ગયુ,
જરા આવીને જોર તો હરી ગયુ,
હવે બાકી છે તેમા દો ધ્યાન જીવન થોડુ૰ ૩

પછી ઘડપણમા પ્રભુ ગુણ ગવાશે નહિ,
બધા વૈભવ ધનને તજાશે નહિ,
બનો આજથી પ્રભુમા મસ્તાન જીવન થોડુ૰ ૪

જરા ચેતીને ભક્તિનુ પાન કરો,
કાઈ ડર પ્રભુજીનો દિલમા ધરો
છીએ થોડા દિવસના મહેમાન, જીવન થોડુ૰ ૫

બધા દિવસ આળસમા વીતી જશે,
પછી ઓચીંતુ જમનુ તેડુ થશે,
નહિ ચાલે તમારુ તોફાન, જીવન થોડુ૰ ૬

એક અરજી અમારી ઉરમા ધરો,
ચિત્ત રાખી પ્રભુની ભક્તિ કરો
કહે ભક્તિસૂરિજી સુજાન, જીવન થોડુ૰ ૭

૧૧

દુનિયાને ઊંધા ચશ્મા છે, સસારના દુઃખ વસમા છે,
રંગરંગી દુનિયાને હઠીલી રીત, આત્મસ્વરૂપમા કરજે પ્રીત

મહાવીરજીની અરજી છે, મોક્ષ જવાની મરજી છે,
મહાવીરજીની એક જ વાત, છોડ ડહાપણને મારજે લાત

દાયક બિરુદ ધરાવીને બેઠા કલ્પતરુની જેમ
હવે યાચકનુ વાંછિત દેતા શુદા ગાલો છો કેમ,
જગપતિ બિરુદ કેમ પાલીશ પ્રભુજી ૬
ધાયાથી તને ઓછુ આપીશ, કાઢીશ નહિ નિરાશ
આટલુ પણ નવિ મુખથી બોલો તો કેમ સરશે આશ,
વળી મુજ દારિદ્ર તુ કેમ ટાળીશ પ્રભુજી ૭
તુ દાવાનલ સમાવવા સમરથ સમજી મેઘ સમાન,
વર્ષ વર્ષ તું કહેતા મુખથી ધરુ છુ તારુ ધ્યાન
છતા મને કયા સુધી તું તાવીશ પ્રભુજી ૯
વીતરાગ પદ પામી પોતે, ભકતને રાજી કીધ,
રાગીને શુ વિરાગી આગે, હવે મે સમજણ લીધ,
મુનીશ્વર ! ઇચ્છાને વારીશ પ્રભુજી૦ ૧૦
નરપતિ ચપા નગરી કેરા વાસુપૂજ્ય પરમેશ્વર,
ચતુરવિજયનો કિંકર કહે દર્શન મળો હમેશા જિનેશ્વર,
મુજ ઉમેદ દીલ રાખીશ પ્રભુજી ૧૧

૧૦

[ આ તો લાખેણી આગી કહેવાય-એ રાગ ]
તમે ભાવે ભજી લ્યો ભગવાન જીવન થોડુ રહ્યુ,
કાઈ આતમનુ કરો કલ્યાણ જીવન થોડુ રહ્યુ૦ ૧
તેને દીધેલો કાલ તમે ભૂલી ગયા,
જૂઠી માયાના મોહમા ઘેલા થયા
ચેતા ચેતો શુ ભૂલ્યા ભાન૦ જીવન થોડુ૦ ૨

ભક્તામર આદીશ્વર તારણ ભગવાન કલ્યાણ મંદિર પાર્શ્વ
શરણ ભગવાન૦
શાન્તિ શાન્તિ સમરૂં શરણ ભગવાન લબ્ધિ નિધાન ગૌતમ
શરણ ભગવાન૦
ભગવતી મૈયા શક્તિ શરણ જય મહાવીર જય મહાવીર
સદ્‌ગુરુ નાથા તારણ તરણ આનંદઘન ચિદાનન્દ શરણ
નમું નમું શ્રી જગદીશ્વર શરણ શરણ ૐ હ્રીં અર્હં નમોઽહં

૧૩

મન વસી મન વસી મન વસી રે
પ્રભુજીની મૂર્તિ મારે મન વસી રે.
જિમ હંસા મન વસી ગંગ,
જિમ ચતુર મન ચતુરાનો સંગ,
જિમ બાળકને માતા ઉછંગ
તિમ મુજને પ્રભુ સાથે રંગ. મન વસી૦ ૧

મુખ સોહે પૂનમનો ચંદ
નયન કમળ-દળ સોહે ઇંદ,
અધર જિસ્યા પરવાળી લાલ,
અનુપ શશી સમદીપે ભાળ મન વસી૦ ૨

બાહડી જાણે નાગ મૃણાલ,
પ્રભુજી મેરા પરમકૃપાળ,

બહેનો બોલો એકડે એક, મથમ લેના નાખજો ટેક,
પાગડા પાછળ ઇગડો છે, સમારમા તો ઝઘડા છે

બહેની બોલો મતદ બાત, નમાનને તમે માનજો લાત,
એકડે બ ડે થાય બાર, આ દુનિયામા કાઇ નથી સાર

એકડે પાગડે પદર થાય, આ ધર્માત્માની અન્ન થાય,
જેણે ઉથયા આઠનાત બારે મથમ લઇને મોક્ષ જાય.

દુનિયાન ઊંધા ચશ્મા છે, સમારના દુખ વસમા છે

૧૨

મહાવીર શરણુ મમ હો મહાવીર શરણ હો,
મહાવીર શરણુ મમ

ખાલી હાથે આયેગે ખાલી હાથે જાયેગે,
ફીર પીછે પસ્તાયેગે, હો ભજન કરી લે માનવી

ૐ હ્રીં અર્હ નમો જિણાણુ, ભગવાન શરણુ નમો જિણાણુ,
પચ પ મેષ્ઠી નમો જિણાણ, ભગવાન ઉવસગ્ગ ભયહર
પાસ જિણાણુ ભગવાન૦

નતિર્ન સુબક જિણાણ ભગવાન તિજય પહુત્ત નેમનાથ
જિણાણ ભગવાન૦

નમિઉણ પાસન નમો જિણાણુ, ભગવાન અજિત શાતિ સમન
શરણુ ભગવાન૦

ભક્તામર આદીશ્વર તારણ ભગવાન કલ્યાણ મંદિર પારસ
શરણ ભગવાન૦
શાન્તિ શાન્તિ સમરૂ શરણ ભગવાન લબ્ધિ નિધાન ગોયમ
શરણ ભગવાન૦
ભાવની નયા શક્તિ શરણ જય મહાવીર જય મહાવીર
સદ્ગુરુ નાથા તારણ તરણ આનંદઘન ચિદાનન્દ શરણ
નમુ નમુ શ્રી જગદીશ્વર શરણ શરણ ૐ હ્રીં અર્હં નમોહ્

૧૩

મન વસી મન વસી મન વસી રે
પ્રભુજીની મૂર્તિ મારે મન વસી રે
જિમ હંસા મન વહતી ગંગ,
જિમ ચતુર મન ચતુરાનો સંગ,
જિમ બાળકને માતા ઉછંગ
તિમ મુજને પ્રભુ સાથે સંગ મન વસી૦ ૧

મુખ સોહે પૂનમનો ચંદ
નેણ કમળ-દળ સોહે ઇંદ
અધર જિસા પરવાળી લાલ
અધ શશી સમદીપે ભાળ મન વસી૦ ૨

બાહડી જાને નાણુ મૃણાલ,
પ્રભુજી મેરા પરમકૃપા...

જપતાકો નહિ પ્રભુજીના જોડ,
પૂર ત્રિભુવન કેશ કોડ મન વસ્યો૦ ૩
સાગરથી અધિકો ગંભીર,
તાર્યો આપે ભવનો તીર,
નવે સુરનર કોડાકોડ,
કર્મતણા મદ નાખે મોડ મન વસ્યો૦ ૪
ભેટ્યો ભાવે વિમલ જિણંદ,
મુજ મન વાધ્યો પરમાનંદ,
વિમળવિજય વાચકનો શિષ્ય,
રામ કહે મુજ પૂરો જગીશ. મન વસ્યો૦ ૫

૧૪

તારે દ્વાર આવ્યો કિરતાર, સેવકની ભરજે તું ઝોળી,
મારે નથી કોઈનું કામ, ન માગું કંઈ દામ,
છે તારું કામ સેવકની ભરજે તું ઝોળી ૧
જનમ જનમનો હું દુખિયો પ્રભુ આવ્યો છું તારી પાસે,
પાપ હશે મારા ક્યારે જનમના, છૂટ્યા ન ભવના ફેરા રે,
મને લાગે જીવન સુનસાન, મીઠું છે તારું ધામ,
મળે છે જ્યાં વિશ્રામ સેવકની ભરજે તું ઝોળી ૨
વેર ઝેર અને ક્રોધ માનમાં મેં લપટાવી કાયા
પાછું વળી કંઈ જોયું નહીં મેં છોડી ના જગની માયા,
ના દીધું સુપાત્રે કંઈ દાન, ભમ્યા હું ભૂલી ભાન,
ના છોડ્યું મેં ગુમાન, સેવકની ભરજે તું ઝોળી ૩

મહામૂલો આ નરભવ મળીયો ભૂલ્યો તને જિનરાયા,
જન્મ ગુમાવ્યો અહીં ફોગટમે, ગાયા ન ગીતડા તારા રે,
મને દેજે તું અણુકી હાથ, મા`તું તારી સાથ
હે મારા દીનાનાથ, સેવકની ભરજે તું ઝોળી ૪

કરી હશે બહુ ભૂલ જીવનમાં, ક્ષમા ચાહું જીનરાયા,
શ્રી જૈન સયુક્ત મંડળ ગાવે દેજે તું શીતળ છાયા રે,
દેજે તું શીતળ છાયા,
ના મહેવાય જગતનો તાપ ખાધી મે બહુ થાપ.
કીધા મે બહુ પાપ, સેવકની ભરજે તુ ઝોળી ૫

૧૫

મારી નાડ તમારે હાથ પ્રભુજી સંભાળજો રે,
પ્યારા પોતાનો જાણીને પ્રભુપદ આપજો રે
અનાદિ વૈદ્ય તુમ છો સાચા, કાંઈ ઉપાય વિષે નહિ કાચા,
દિવસ રહ્યા છે આછા વહેલા આવજો રે મારી૦ ૧
પથ્યાપથ્ય નથી સમજાતુ, દુઃખ એવ રહે ઊભરાતુ,
મને હવે શુ થયુ નાથ ! નીહાળજો રે મારી૦ ૨
વીર પ્રભુજી મા`ન શુ થાશે, ચેતન-રાયનો ગઢ ઘેરાશે,
લાજ તમારી જાશે પ્રભુજી નિહાળજો રે મારી૦ ૩
નિદ્ધ પ્રભુજી હજુ શુ વિચારો બાજી હાથ છતા હુ હાર્યો
મહા સુઝારો નરવર મારો ટાળજો રે મારી૦ ૪

શુ અપરાધ થયો છે સ્વામી પૂછુ છુ પ્રભુજી શીશ નમાવી;
અંતરજામી અતિ અંતર ઉભરાય છે રે મારી૦ ૫

હઠ લઈ બેઠા છો જિનરાજ, હવે હદ થાય છે રે,
પરમ પ્રભુ ! જન્મ મળેલો મારો નિષ્ફળ જાય છે રે ૬

છે ભગવાન મને ભય ભારે આપ વિના નહીં કાંઈ ઉગારે;
આ સંસારની અધવચ્ચે વહાણ તણાય છે રે;
હઠ લઈ બેઠા છો જિનરાજ૦ ૭

ઘણા ઘણાની વારે ધાયા, આ સેવકની ટાણે સવાયા;
પ્રભુજી ના કરશો માયા, નયન ઉભરાય છે રે
હઠ લઈ બેઠા છો જિનરાજ૦ ૮

ક્ષમાવંત પ્રભુ કઠીણ ન થાશો, દયાવંત બહુ દૂર ન જાશો,
વળી કરુણામૃતની પાસે જીવન જાય છે રે
હઠ લઈ બેઠા છો જિનરાજ૦ ૯

શાંત દાંત વળી અતિહિ દયાળુ, ન્યાય બુદ્ધિ ગુરુ કર્પૂર દયાળુ;
પરમ ઝુચલા પુણ્યને પાર ઉતારજો રે
હઠ લઈ બેઠા છો જિનરાજ૦ ૧૦

૧૬

સંસારી કામ હવે છોડી જુવો, એલા માનવીયા
ધર્મનગરમાં વસી જુઓ, એલા માનવીયા ૧
સંસારના કામમાં કર્મોના બંધ છે
આત્માને જ્ઞાને છુડાવી જુઓ એ ૨
સંસારના કાદવમાં ખુંચી રહ્યાં છો,
વીરજીના પથે તમે ચાલી જુઓ એ ૩

કરવાના કરવાના, અમે સંસાર-છેદ કરવાના,
બનવાના, બનવાના અમે ખરા તપસ્વી બનવાના ૩

કીધુ છે, કીધુ છે, ગુરુરાજે અમને કીધુ છે,
લીધુ છે લીધુ છે, મોહરાજ્યને છીનવી લીધુ છે ૪

ચાલવુ છે ચાલવુ છે, પ્રભુ વીરના પંથે ચાલવુ છે,
પાળવુ છે, પાળવુ છે, વીરનુ કીધુ પાળવુ છે ૫

૧૯

છાની છાની પ્રભુજી કહુ વાત, પ્યારા સમકિત આપો,
લેના લેવા મુકિતનુ રાજ, પ્યારા સમકિત આપો ૧

આ સંસાર બહુ બહુ ભમીયો, ભવોભવ દુખી થઈ રખડીયો
મળ્યો મળ્યો શિવપુરનો સંઘાત પ્યારા ૨

લાખ ચોરાશીના ફેરા ફરવા, આપ સરિખા અમને ગણવા,
આપો આપ અક્ષયસુખ રાજ પ્યારા ૩

સ્તંભન પાર્શ્વ જિનેશ્વર પ્યારા દુખિયાના દુખો હરનારા
પ્યારા પ્યારા આત્મના આધારા પ્યારા. ૪

સેવકની આ અરજી સ્વીકારો, રસિક હૃદયમા આપ પધારો
થાયે થાયે જીવનનુ કલ્યાણ પ્યારા ૫

૨૦

કોઈ મોંઘા અમૂલા, અતુલા એ જ્ઞાન તણા ગોરસ લ્યો,
ઘણા મોઘા રસાલા, સુખાલા એ તત્ત્વતણા ગોરસ લ્યો ૧

પરમ ગુદ્ધ પ્રતાપમા, સિંચી દૂધનો જગો,
ગુરુએ ગૌઠવ જ્ઞાનોદધિએ, કાઈ તર્યા એની બલિહારી હું ૭
એની મહિયારી રૂડા ગોરસ,
કાચા પોચાના, મારી મટકી નવિ ચાખે
જીવન નમયે તે તો તેની મજા ચાખે
ઉરને ઉધારીઆ, ભાવને સુધારી રૂડા ૩
અનુભવની એમા કાઇ ઝૂપી મીઠાશ છે, ધર્મશાસ્ત્ર પુરાણ,
એ તેની છાશ છે, લ્યો ને સ્વીકાર કરીને તૈયાર રૂ। ૮

૨૧

લાખ લાખ વાર પ્રભુ પાર્શ્વને વધામણા,
અતરિયુ હર્ષે ઉભરાય, આંગણિયે અવસર આનદનો ૧
મોતીનો થાળ ભરી, પ્રભુને વધાવજો અક્ષતે લેજો વધાય આં ૨
પુણ્ય ઉદયથી પ્રભુજી નિહાળ્યા
નીલડા દર્શનથી નૌના હરખાય, આનદ ઉરમા ન માય આ ૩
કેસર ચદનથી પૂજા રચાવજો,
હીરાના હાર પ્રભુ કંઠે શોભાવજો, લાખેણી આંગી રચાય આ ૪
મીઠા મીઠા ગીત પ્રભુના ગવડાવજો,
સેવા ભક્તિની ધૂન જગાવજો, અતરની જ્યોતિ જગાય આ ૫
કરુણાનિધિ પ્રભુ દેવાધિદેવા,
ભવોભવ ચાહુ હુ સેવા, શિવરમણી જલદી વરાય આ ૬

મુક્તિના દ્વાર પ્રભુ અમને બતાવજો, ,
લબ્ધિ લક્ષ્મણની કીર્તિ ફેલાવજો આનંદ મંગળ વ તાય આ ૭

૨૨

આવો આવો ગાવો ને નરનાર, વીરને વંદન કરીએ
જોડો જોડો હૈયાનો તારે તાર, વંદન વીરને કરીએ ૧
તનના હું તંબુર બનાવું પ્રેમ નખલીએ ધૂન મચાવું
ઊઠે ઊઠે રોમેરોમે રણકાર વંદન ૨
અલખ નિરંજન દેવ સમરવા, જ્યોતિ તારા જીવન ભરવા
વાગે વાગે સુયશના સિતાર વંદન ૩

૨૩

મહાવીરના ગીતડા ગાવો હો બેનડી મહાવીરના ગીતડા ગાવો
નવકારશી કરજો પોરસી કરજો ચોવિહાર તુમે ના ગુમાવો ૧
એકાસણુ કરજો, આયબિલ કરજો, ઉપવાસ તમે ના ગુમાવો ૨
મનુષ્ય અવતાર ફરી નહિ મળે, તેનો લ્હાવો તમે લેજો, ૩
કંદમૂળ છોડજો બહુબીજ છોડજો રાત્રિભોજનનો સદા
ત્યાગ કરજો. ૪



# પરમાત્માને પત્ર

સ્વસ્તિશ્રી સિદ્ધશિલા મોક્ષનગરે મહાશુભસ્થાને પરમપૂજ્ય અર્હંતયોગ્ય સર્વ ગુણોપમાએ કરી બિરાજમાન પતિતપાવન ભક્તવત્સલ તિહું લોકના પ્રતિપાલ અનાથના નાથ એવા અનેક ગુણોથી શોભતા પૂજ્ય જ્યોતિસ્વરૂપ ચિરંજીવી હોજો

એતાન શ્રી ચેતનાપુરીથી લી દાસાનુદાસ પગરજરેણુ સમાન ઉવાછે મનાઇના મંદ ત્રિભાન વંદન હજો

આપી તમારે પસાયે કરી સુખશાતા વર્તે છે બીજું લખવાનું કારણ એ છે કે અમે રાજના ... કુળથી આ કાયાનગરમાં રાજ્ય કરવા આવ્યા હતા પરંતુ પ્રસંગે કરીને રાજ્યની જમાવટ થઇ નથી કચેરીમાં કામાંધ મહા ફુજર, ક્રોધાંધ મામલતદાર, લોભાઇ અને મોહાઇ જમાદાર અહંકાર વગેર, એમ પાંચ જણ ભળી ગયા છે તેથી અમારું કાંઇ જોર ચાલતું નથી

આટલા દિવસ સુધી ચેતનનગર અનુપમ શોભાએ કરી વધતું હતું, આઠ કોડ ઘર સુખી હતા તેના ઉપર જરાસંઘનો ચોપ ાર આવ્યો છે તેણે આખા શહેરની સઘળી શોભાનો બગાડ કર્યો છે સર્વલોકોના પ્રગયા છે સર્વના પરિણામ ફરી ગયા છે પ્રથમ તો નગરીની શોભા ન વર્ણવી શકાય એવી હતી ઘણું રળીયામણું એ નગર હતું શહેરની વિગતમાં કાયાપુર પાટણમાં નવ શિર બજાર, બોંતેર મોહલા દશ દરવાજા નવ ખાઇ, એ વિગેર હતું દરવાજે ચોકીદાર છે નગરમાં ફરતા બાર પરા છે એવી શોભાથી એ નગર રળીયામણું હતું

એ નગરમાં જરાસંધે આવી ઘણો બગાડ કર્યો છે નગરની શોભા દીન કરી છે પરાઓ સર્વ ઉજ્જડ કર્યા છે તે પરાઓની વિગત નીચે મુજબ છે

પ્રથમ મસ્તકપુરી મુજે છે લોચનપુરીના લોકો નિસ્તેજ થયા છે કરણપુરી ઉજ્જડ પડી છે તેના કામદાર વિચ્છેદ ગયા છે નાસિકાપુરીમા વાસવસ્તી નથી તેના મુખી પટેલ કુટી ગએલ છે મુખપુરીની ધાણી ચારે જણે ગેરી છે મુખપુરીમાં શાહુકારોની બનીશ પેઠ હતી તે જરાસંધની હાકનથી ખસી ગઇ છે કાયા પુરી પાટણના નગરશેઠ રસનાદાસભાઇનુ જોર કાંઇ ચાલતું નથી લોકો આજ્ઞા માનતા નથી પેટલાદપુરીમા માલ ખપતો નથી ગુદામદરનો સરદાર નિસ્તેજ થઇને બેઠા છ ચરણપુરી થરથરે છે ભુજાપુરીનું બળ ઘરી ગયું છ હૃદયપુરીનો દરવાજો સુનો પડયો છે ચોકિદારો કામ ઉપર નથી આવા રીતે શહર અને પરાં જરાસંધે ઉજ્જડ કયા છે તેવા નગર મધ્યે રહેવાતુ નથી જે હુકમો રાજશ્રીએ મોકલ્યા હતાં તે કામ અમારાથી થયાં નથી અમારામા ઘણી ભૂલો થઇ છે જે દિવસે નગરમા અમારૂ ચાલતું હતું તે દિવસે ચેત્યા નહિ હવે સઘળે ઘાટ ફરી ગયો છ એથી આ નગરમા રહેવાતુ નથી માટ જો રાજશ્રી આજ્ઞા કરે તો આવાને ચરણે પડુ તેમાં અમારી શોભા નથી.

અમને આપના વિના બીજો કોઈ આધાર નથી જેના જેના આધાર અને ભરોસા રાખ્યા હતાં તે સર્વે વિફરી ગયા છે અમારૂ કોઇ નથી મૂર્ખ પહેલાં ન સમજ્યો હવે અનાથ છુ રાંક છુ રઝળુ છુ દયા લાવી મારો ઉદ્ધાર કરજો મારી સ્થિતિ જણાવવા માટે જ આ પત્ર લખ્યો છે એજ

જીવાજી મનાજીના
કોટી કોટી વદન પ્રતિદિન હો

એક કુલીન પુત્રવધૂએ પોતાના ધર્મપિતાને દીપાવલીના માર્મિક રહસ્યને સમજાવતો લખેલો ધ્યાનપૂર્વક વાંચવા લાયક પત્ર

પૂજ્ય પિતાશ્રી

ભક્તિભાવ સાથે આપના પવિત્ર ચરણોમાં વારંવાર નમન

આપની સરસ હૂંફાળી ગોદમાં ઉછરેલ વહાલી ધર્મપુત્રી આપના અત્યંત ઉજ્જ્વળ ગુણોનું અહર્નિશ સ્મરણ કરીને અનેરો આનંદ મેળવે છે. પણ વર્ષની સમાપ્તિએ વ્યાપાર આદિના સરવૈયા–હિસાબની તપાસણી કરી જીવનની શક્તિઓના સાચા વિકાસની માપણી કરવાના શુભ ઉદ્દેશથી દીવાળીના પવિત્ર દિવસોમાં આપની સમક્ષ મારાં દુઃખનાં રોદણાં રડવાની દૃષ્ટિએ નહીં પણ આપના પુનિત સ્મરણના પ્રતાપે જીવી રહેલ આપની ધર્મપુત્રી કેવા સંયોગોમાં હાલ છે, તે જરા જણાવી શકું હોય તો આપના ને જરા કૃપાપૂર્ણ દૃષ્ટિથી પાવન કરો તો મારા જીવનના ભાગ્ય જાગી ઊઠે તે હેતુથી આપની પવિત્ર સેવામાં આ નમ્ર અરજ રજૂ કરું છું

આશા નહીં પણ પૂર્ણ શ્રદ્ધા છે કે આપ જરૂર કૃપાદૃષ્ટિ કરશો જ '

" વહાલા ધર્મપિતા

આપનાથી વિખુટા પડ્યાને અહોહો ! કેટલાય જન્મજન્માન્તર વીતી ગયા આપ તો મને સાવ વીસરી જ ગયા લાગો છો મને સાસરે વળાવ્યા પછી આપશ્રીએ તો આજ સુધી કોઈ દી મારી

* ધર્મપિતા=પરમોપકારી શ્રી તીર્થંકરદેવ

ખબર કરાવી નથી ! શુ હુ આપની પુત્રી નથી ? આપના ખોળા ખુંદીને મોટી થયેલી હુ છુ વહાલ ભરેલા આપના હૈયાની કોમળ મધુર લાગણીઓ મારા હૈયાના ખૂણે હજી પણ અણુવિસરાયેલી પડી છે

આપ મોટા માણસ છો, ઘણી ઘણી સાહ્યબીમાં મુજ ગરીબડીને ભૂલી જાઓ એ બનવા જોગ છે ! પણ મુજ આપણીને તો આપનુ પવિત્ર નામ અને મધુરૂં સ્મરણ જ હાલના મારા વિષમ દહાડામા પરમાધાર સ્વરૂપ છે

મારી અહીં ની દશા છે, એ આપનાથી કંઇ અજાણ્યું નહી હોય ! તે છતા આપે આજ સુધી મારી ખબર પણ નથી લીધી તેથી એમ માનુ છુ કે આપ મને ખરેખર વીસરી ગયા છે !

પણ વહાલા પિતાની આગળ દીકરી પોતાની વાત રજૂ ન કરે તો કયા કરે ? માટે કૃપા કરીને જરા સાવધાન બનીને મારી વિગત સાંભળો અહીંનુ દુ ખ હવે તો મારાથી સહન નથી થતુ એટલે જ આપની આગળ ખોળો પાથરી ધા નાખુ છુ મારી સાસુ ( માયા ) અને નણદ ( તૃષ્ણા ) મને બહુ જ સતાવે છે ! મારો દીયર ( મોહ ) ઘણો જ ચચળ પ્રકૃતિનો છે, ને છતા મારા મનને ગિરજાને ઘણુ વેઠવુ પડે છે તે છતા હુ તેમના સહવાસને છોડી શકતા નથી ? ઉપરાંત તેનો ( મારા દીયરનો ) છોકરો મને અનેક પ્રકારે સતાવી હાયર કરી મૂકે છે મારો જેઠ (કામ) અને તેનો દીકરા (લોભ) મને હલકા સ્વભાવના છે વાતે વાતે મેલી વાતો અને ખરાબ વર્તન દ્વારા મને સતાવવામાં બાકી નથી રાખતા !

અને તેમા વળી અધૂરામા પૂરૂ થવાની જેમ મારી જેઠાણી (ઇચ્છા) પોતાની હલકી અને બૂરી દાનતોને પૂરી કરવા પોતાના ધણી (કામ) અને દીકરા (લોભ)ને મારી વિરૂદ્ધ ઉશ્કેરવામા બાકી નથી રાખતી !

એટલે હદ્દી મરજી મત્રિકાને આપ કહેવો પડે તેની જેમ ના છૂકે માન ઘરના બધા નોકરોમાં સાવ હલકા સ્વભાવના એક નોકર (લોભ)ની મદદ લેવી પડે છે

તે નોકર મારી સાથે મારી વાતોમાં હા પાડે છે અને ઘરના માણસો સાથે મારી વિરુદ્ધ કારવાઈમા પણ ભાગ લે છે આવો મદારીના ડુગડુગિયાની જેમ એ તરફ ટોસડી વગાડી ફેરવે મને તે દુઃખી જ વધારે કરી મૂકે જ કેટલીક વાર તો મને આકરો માર પણ મારે છે

અને મારા આ પુત્ર (ધર્મી)ની વાત કહેતાં આપ સ્ત્રી તરીકે મનમાં ઝરણના શેરડા પડે છે તે બના દિવનું દર્દ પિતા આગળ ખુલી રીત ન જણાવું તો કોને જણાવું ? એમ પિતાજી ! મારી એ કર્મકથની હું આપને જણાવું છું

મારા જીવાત્મા પોતાને સંજોગિયા ભાઈબંધ (મનજીભાઈ)ના સાથે એવા સંગી થયા છે કે થી ખબર ! કેવા કેવા ભયકર સ્થાનોમાં તેઓ સપડાઈ જશે ! તેની કલ્પના પણ મને ઘણી વાર કમકમાટી ઉપજાવે છે !

મારા સ્વામીનાથ ( જીવાત્મા ) ભાઈબંધ ( મનજીભાઈ )ના ભરમાવેલા મારી તરફ ઊંચી નજરે જોતા પણ નથી !

પોતાનો જીવનનિર્વાહ કે ભવિષ્યના પ્રશ્નને ઉજળું બનાવનારા ઘણા સારા ધંધાઓમાં જરા પણ ધ્યાન આપતા નથી એકારની માફક જ્યા ત્યાં ભટક્યા કરે છે ! એક સામાન્ય નોકરી ( તપ કરવાની ) જેનાથી સુંદર અર્દ્ધ નફો જ મળે છે તેમા પૂરતું ધ્યાન નથી આપતા !

જ્યા ત્યાં ભાઈબંધ (મનજીના સાગરીતોની મહેફીલમા પામરની જેમ ભટક્યા કરે છે ! હવે તો તેઓ પોતાનું ગુજરાન કેમ ચલાવશે ? એ વિકટ પ્રશ્ન મને બહુ જ મૂંઝવે છે હકમાં

કહું તો મારી સાસુ (માયા)ના નચાવ્યા નાચે છે, પણ મુજ ગરીબડીની વાત કાને નથી ધરતા

પરમકૃપાળુ ! આપે તો મારી ખબર લેવા (કાઢવા) મારા ભાઈ (સુખ અને સંતોષ)ને કદી મોકલ્યા નહીં અને મારી બહેન (શાન્તિ) ને પણ ક્યારેય મોકલી નથી

ફક્ત એક મારી નાનપણની સહીયર (ભક્તિ) મને સમયે સમયે સાંત્વન આપે છે !

મારો વહાલો દીકરો (ભાવ) મને બહુ વહાલો છે, પણ તે હજુ અબોધ છે, બહુ નાની ઉમર છે તે છતા તેની આશાએ-ભરોસે જ હું જીવી રહી છું

મારા ઘરમા એક ગાડી (વૈરાગ્ય) પણ છે પણ તેના બન્ને પૈડા (જ્ઞાન અને ક્રિયા) કોણ જાણે ક્યાંય પડયા હશે ?

તેમા બેસીને (જ્ઞાનના) બગીચામા ઘૂમવા જવાની મારી ઘણી ઉમેદ છે

સ્વામીનાથને ઘણી વાર વિનવું છું, પણ ઘરના બીજા બધા (માયા, મોહ લોભ, કામ ઇચ્છા વગેરે) મારી અદેખાઈ કરે છે, તેથી મારી વાત અદ્ધર ઉડી જાય છે

મારા (જ્ઞાનના) બગીચામા એક સુદર ફૂલ ( પશ્ચાત્તાપ ) ક્યારેક ઉગી નીકળે છે તે આજે મારા અતરના ઉમળકા સાથે આપના પુનિત ચરણોમા માથુ નમાવી ભાવપૂર્વક ચડાવું છું

ધર્મપિતા ! મારી આ કમકથા વાચી હવે તો મારી ખબર કાઢવા માટે આપ ત્યાથી મારા સ્વામીનાથ પર રહેમ નજર કે વાત્સલ્ય પૂર્ણ દષ્ટિ ફેંકશો એટલે—એમ તો મારા સ્વામીનાથ ખાનદાન છે—જરૂર આપની વહાલી દીકરીનો સસાર, સુધરી જશે ?

કે નથી મોંઘી ઉર્મિલા (કરુણા) અને માલીની (કૃપા) આપના પાસ મારી દાદ નથી નથી આવતા ?

હવે તો હું આપના દર્શનની પણ તરસી થઇ છુ  આપના ચરણોમા મારુ નમાવી અંતરના ભાવની શુદ્ધિ કરવા સાથે મારા સ્વામીનાથના વતી હું માફી માગુ છુ અને મારા જીવનના ઉદ્ધાર માટે એઓ પધા છુ

| | |
|---|---|
| પ્રાન-ધર્મપિતાશ્રી | લી• |
| તીર્થ ક્ષ દેર | ઉરથી આપનુ સ્મરણ કરતી |
| • મુનિપુરી | આપની વહાલી |
| | દીકરી ( ચેતના ) ના |
| | પાયલાગણ |

## તપનો પ્રભાવ

તપ એ મહાન કલ્પવૃક્ષ છે સાથ ભાવનાકી જ્યોતિ જાગૃતની હોય તો અતીવ ઉદ્યોતકારી બને

તપશ્ચર્યા શ્રદ્ધાપૂર્વક અને જ્ઞાનમય ક્રિયાની સાથે કર્મની નિર્જરા અને કર્મક્ષય માટે છે

આ જીવને અનાદિ કાળથી જે આહારની સંજ્ઞા લાગેલી છે તેને ભગાડવા માટે આયંબીલનું તપ એ અનેરુ સાધન છે

જ્ઞાનરૂપી પૈડાથી જોડાયેલો અને શ્રદ્ધારૂપી સારથીથી હંકાયેલો તપ, નિયમ અને સંયમરૂપી રથ નિર્વાણનગરમા લઇ જાય છે

વિગઈ રહિત આહાર શરીરમા જવાથી મન વચન અને કાયા પણ નિર્મળ અને પવિત્ર બને છે

## જ્ઞાનનુ મહત્ત્વ

જ્ઞાન એ અંતરનું અજવાળુ છે, હૃદયની રોશની છે જીવનની જગતની જ્યોત છે તેના ઉદ્યોત વિના કોઇ પણ વસ્તુ કે વિસ્તારવાળુ કોઇ પણ સ્વરૂપ જાણી શકાતુ નથી તેના પ્રકાશ વિના કોઈ પણ પ્રાણીને પદાર્થનો કંઇ પણ બોધ થઈ શકતો નથી તેથી જ જ્ઞાનને ત્રીજુ લોચન ને દ્વિતીય દિવાકર અને પ્રથમ પંક્તિનું ધન માનવામાં આવ્યુ છે

જે જ્ઞાનથી એમડાના અરી સમભાવ સધાય છે તે જ સાચુ જ્ઞાન છે

જ્ઞાન અને વિવેક એ જ ખરી આખ છે, એના વિના માણસ છતી આખે આંધળો છે

જ્ઞાન એ મિથ્યાત્વરૂપી અધકારનો નાશ કરવામા સૂર્ય સમાન છે અને જગતનુ લોચન છે

## સદ્વર્તન

આનદી સ્વભાવ એ ઔષધીનુ કામ કરે છે

મર્યાદાને અનુકૂળ રહીને રહેલા ઇચ્છાનો સયમ એ મહાતપ છે

વચન બોલતા પહેલા બે વાર અને કામ કરતાં પહેલા ત્રણ વાર વિચાર કરવો

રાગીના કર્મના અનુસારે સહાયો અને સાધનો મળે છે

તે જ આરાધના છે કે જે જીવનના અત સુધી રહેવાવાળી છે

## નમસ્કાર મહામત્રની મહત્તા

પરમેષ્ઠી નમસ્કાર એ ગુણાનુરાગનુ પ્રતીક છે એનાથી ગુણરાગ ન હોય તો જાગે છે અને હોય છે તો વધે છે

અતરાત્માના ભાવને લાવનાર તેને ટકાવનાર, વધારનાર અને છેવટે પરમાત્મભાવ સુધી પહોચાડનાર પરમેષ્ઠી નમસ્કાર છે

શ્રી પચપરમેષ્ઠી નમસ્કાર એ સર્વ ધર્મ ક્રિયાઓનો પ્રાણ છે, નિષ્કર્ષ છે સાર તત્ત્વ છે, જેમ કે ગોરસનો સાર માખણ છે

શ્રી નવકાર જાપથી અન્તરગ આત્મશક્તિઓનો વિકાસ સાથે જગતના ભૌતિક પદાર્થો યથાયોગ્ય રૂપે મળે છે તેથી જ સર્વ મત્રમાં આ મત્ર શિરોમણિ છે

પુણ્યાનુબધી પુણ્યના ઉદયે કોઇક વિરલ પુણ્યાત્મા જ શ્રી નમસ્કાર મહામત્રનો જાપ કરે છે અને તેવા જાપને બળે નરક તિર્યચ ગતિના દ્વાર સદાને બધ માટે થઇ જાય છે

## ❁ म हा वा क्यो ❁



धम्मो य ताण सरण गई य ।

धर्म જ રક્ષણકાર અને શરણભૂત છે

वज्जिज्जा अधम्म-मित्त-जोग ।

અકલ્યાણકારી મિત્રોનો સંગ વર્જવો

चिंतिज्जा अभिणव-पाविए गुणे ।

નવા મેળવેલા ગુણોની (રક્ષા-વૃદ્ધિ માટે) વિચારણા કરવી

परिहरिज्जा सम्मं लोग विरुद्धे ।

સુજન લોકોથી વિરુદ્ધ આચરણ તજવી

न खिसाविज्ज धम्म ।

ધર્મની અપભ્રાજના ન થાય તે ધ્યાનમાં રાખવું

ण चिंतिज्जा परपीडं, ण भाविज्जा दीणयं, ण गच्छिज्जा हरिसं, ण सेविज्जा वितहाभिनिवेसं, उचियमण-पवत्तगे सिया ।

પરપીડાનો વિચાર ન કરવો, (દુઃખમાં) દીનતા ન લાવવી (સુખમાં) આનંદ ન માનવો અયોગ્ય આગ્રહી ન થવું, સુયોગ્ય માનસિક પ્રવૃત્તિવાળા થવું

ण भासिज्जा अलियं, ण फरुसं, ण पेसुन्नं, णाणिबद्धं, हिअ-मिअ-भासगे सिया ।

અસત્ય બોલવું, કઠોર ના બોલવું, ઈર્ષાભર્યું,

બોલવું, ડખીલું ના બોલવું, હિતકારી અને થોડું બોલનારા થવું

ण हिंसिज्जा भूआणि, ण गिण्हिज्जा अन्त्त, ण निरक्खिज्ज परदार, ण कुज्जा अणत्थदण्ड, सुह-काय-जोगे सिया ।

પ્રાણીહિંસા ના કરવી, અદત્ત ના લેવું, પરનારી ના નિહાળવી, નિષ્પ્રયોજન કામ ન કરવું શુભ કાયપ્રવૃત્તિમા વર્તવું

सव्वे जीवा पुढो पुढो, ममत्त बंधकारण ।

દરેક જીવો જુદા જુદા છે (એના ઉપરની) મમતા બંધનું કારણ બને છે

असारा विसया, नियम-गामिणो, विरसावसाणा ।

વિષયો અસાર છે, નિત્ય નાશવંત છે, અંતે દુઃખદાયી છે

भीसणो मच्चु, सव्वाभावकारी, अविन्नायागमणो, अणिवारणिज्जो ।

મૃત્યુ મહાભયંકર છે બધી વસ્તુઓનો અભાવ કરનાર છે, એનું આગમન અણધાર્યું હોય છે, અને મૃત્યુને દૂર ધકેલી શકાય તેમ પણ નથી

ण खलु अकुसलारंभो हिअ ।

અકુશલારંભ (અશુભ પ્રવૃત્તિ) હિતકારી કદી થાય જ નહીં

उद्दामो मच्चु, पच्चासण्णो अ ।

મૃત્યુ ઉદ્દામવાદી છે અને આપણી નજીકમાં જ બેઠું છે

इय (ससारे) खलु सुही वि असुही, सवमसव, सुमिणु न्व सव्वमालमालंति । ता अलमित्थ पडिबंधेण ।

અહીં સસારમા સુખી પણ દુખી થાય છે સારૂ એ નઠારૂ બની જાય છે સ્વપ્નની જેમ ખોટી આળપપાળ (માયા તગ) છે માટે સ સારના પ્રતિબ ધથી સર્યું
(પચ સૂત્ર)

आत्म-प्रवृत्तावति-जागरूक , परप्रवृत्तौ बधिरान्धमूक ।

આત્મ પ્રવૃત્તિમા જાગૃત રહેવુ અને પારકી પ્રવૃત્તિમા બધિર, અ ધ અને મૂક રહેવુ
(શ્રી અધ્યાત્મોપનિષદ)

समारदु खान्न परोऽस्ति रोग , सम्यग् विचारात् परमौषध न ।

સ સાર રોગ જેવો ભયકર કોઇ રોગ નથી, પવિત્ર વિચાર સમાન મહાઔષધ કોઇ નથી

कार्यं च त्रिं ते परदोपदृष्ट्या, कार्यं किं ते परचिन्तया च ।
वृथा कथ खिद्यसि बालबुद्धे, कुरु स्वकार्यं त्यज सत्यमन्यत् ॥

પારકા દોષ જોવાથી તારૂ શુ સરશે ? પરચિંતાથી તને શુ મળશે ? હે બાળ-બુદ્ધિ ! તું શીદને ખેદ કરે છે ? પોતાનુ કામ કરે જા ! પારકી પચાત મેલ !!

श्लोको वर परमतत्त्वपथप्रकाशी,
न ग्रन्थ कोटि पठन जनरञ्जनाय ।

પરમ તત્ત્વના માગને બતલાવનાર એવો એક શ્લોક કલ્યાણકારી છે પરતુ લોકરજન સારુ કોટી શ્લોકનુ અધ્યયન પણ નિષ્ફળ

तावत् सुखेच्छा विषयादिभोगे, यावन्मन स्वास्थ्यसुख न वेत्ति ।

વિષય વિલાસમા ત્યા સુધી જ સુખની માન્યતા હોય છે કે જ્યા સુધી મન આત્મસમાધિના સુખને ન જાણે

(શ્રી હૃદયપ્રદીપ)

बिभेषि जन्तो ! यदि दु खराशेस्तदिन्द्रियार्थेषु रतिं वृथा मा ।

ઓ માનવી ! જો તું દુ ખના ડુગરાથી ડરતો હો, તો ઇદ્રિયોને ગમતા પદાર્થોમાં આનદ ના માન

य प्राणान्तेऽप्यन्यदोष न पश्यत्येव श्रेयो द्राग् लभतैव योगी ।

જે પ્રાણાતે પણ અન્યના દોષ જોતો નથી, એજ મહાત્મા પુરૂષ જલ્દી કલ્યાણને મેળવી શકે છે

मूल हि ससारतरो कषायास्तत्तान् विहायैव सुखी भवात्मन् ।

હે આત્મન્ ! કષાયો સ સાર-વૃક્ષના મૂળીયા છે માટે તે કષાયોનો ત્યાગ કરી સુખી થા

अधीति मात्रेण फलन्ति नागमा ।

ભણવા માત્રથી આગમો ફલીભૂત થતા નથી

द्विषस्त्विमे ते विषयप्रमादा, असवृत्ता मानस-देह-वाच ।

હે પ્રાણી ! વિષય, પ્રમાદ, નિયત્રણમા ન રાખેલા મનના વિચારો, કાયાના આચારો, વાણીના ઉચ્ચારો, આ બધા તારા કટ્ટા શત્રુઓ છે

इहामुत्र च वैराय, दुर्वाचो नरकाय च ।

કટુ વાણી આ ભવમા વૈર માટે અને પરભવમા નરક માટે થાય છે

कुर्यान्न कुत्रापि ममत्त्वभाव, न च प्रभो ! रत्यरती कषायान् ।

હે સમર્થ આત્મન્! તું કોઈ પણ સ્થાને મમત્વભાવ આનંદ, શોક અને કષાયો ના કર

निज परो वेति कृतो विभागो, रागादिभिस्ते त्वरयस्तवात्मन् ।

હે આત્મન્! આ મારા અને પેલા પારકા આવી વહેંચણી રાગાદિએ કરી છે પરંતુ એ તારા કટ્ટા દુશ્મન છે

स्निह्यन्ति तावद्धि निजा निजेषु, पश्यन्ति यावन्निजमर्थमेभ्य ।

પોતાના સ્નેહીયો પોતા ઉપર ત્યાં સુધી સ્નેહભાવ ધરે છે, કે જ્યાં સુધી એમનો પોતાનો કંઈક સ્વાર્થ સરતો એમને દેખાય

(શ્રી અધ્યાત્મ કલ્પદ્રુમ)

मा सुअह जग्गीअव्वे, पलाइअव्वमि कीस विसमेह ।
तिण्णि जणा अणुलग्गा, रोगो य जरा य मच्चु य ॥

ઉંઘો નહિ, જાગો, ભાગવાની વેળાએ કાં આરામ કરો છો ? ખબર છે કે—રોગ વૃદ્ધાવસ્થા અને મૃત્યુ એ ત્રણ જણ તમારી પાછળ ધસ્યા આવે છે

जीवो वाही विलुत्तो, सफरो इव निज्जले तडप्फडइ ।
सयलो वि जणो पिच्छइ, को सक्को वेयणा–विगमे ॥

પાણી વિના જેમ માછલુ તરફડે, તેમ વ્યાધિથી વિંટળાએલો આ જીવ તરફડે છે બધા સ્નેહીયો ટગર ટગર જુવે છે પણ વેદના શમાવવા કોણ શક્તિશીલ છે !

जइ [illegible] पूव खणिउ न सक्कए कोइ
तह [illegible]

ઘર આગમા ભડભડ બળતું હોય ત્યારે કૂવો ખણવા કોઇ સમર્થ નથી તેમ મરણ સમીપ આવી ગયુ હોય ત્યારે હે જીવ! તું ધર્મ કરવા ઉદ્યમ કરી શકીશ?

सबुज्झह किं न बुज्झह, सबोहि खलु पिच दुलहा ।
नो हु उवणमति राइओ, नो सुलह पुणरवि जीवि्अ ॥

સમજો! કેમ સમજતા નથી? સમ્યક્ત્વ પરભવમા ખરે ખર દુર્લભ બની જશે, ગઇ રાત્રીઓ ફરી નહિ આવે અને ફરીથી મનુષ્ય જીવન સુલભ નથી

(વૈરાગ્ય શતક)

वर मे अप्पा दतो, सजमेण तवेण य ।

સયમ અને તપ દ્વારા મારા આત્માનુ દમન કરાય તો બહુ સુદર છે

माणुस्सं विग्गह लध्दु, सुइ धम्मस्स दुल्लहा ।

માનવનો દેહ પામીને પણ ધર્મ શ્રવણ દુર્લભ છે

सोही उज्जुअभूअस्स, धम्मो शुद्धस्स चिट्ठइ,

સરલ આત્માની શુદ્ધિ તરત થાય છે અને શુદ્ધ આત્મામા ધર્મ રહે છે

वित्तेण ताण न लभे पमत्ते, इमम्मि लोए अदुवा परत्था ।

હે પ્રમાદી! આ લોક કે પરલોકમા ધન દ્વારા તું રક્ષણ નહીં મેળવી શકે

सुवण्णरुप्पस्स उ पव्वया भवे, सिया हु केलाससमा असंखया ।
नरस्स लुद्धस्स न तेहि किंचि, इच्छा हु आगाससमा अणतिया ॥

જો સોના રૂપાના પર્વતો થાય, તે પણ હિમાલય જેવા ઉંચા અને ગણત્રીમા અસખ્ય હતા લોભી માનવીને એ પૂરતા નથી, કારણ કે આશાઓ આકાશની જેમ અનત છે

खणमित्तसुक्खा बहुकालदुक्खा, पगामदुक्खा अणिगामसुक्खा ।
ससारमुक्खस्स विपक्खभूआ, खाणी अणत्थाण उ कामभोगा ॥

કામભોગો ક્ષણવાર આનદ આપનાર છે પણ ઘણા સમય સુધી દુખ આપનાર છે ઘણુ દુખ આપે છે અને સ્હેજ સુખ આપે છે સસારની મુક્તિથી રોકનાર છે અનર્થોની ખાણ છે

जहेह सीहो व मिअं गहाय, मच्चू नरं नेइ हु अंतकाले ।
न तस्स माया व पिया व भाया, कालम्मि तम्मि असहरा भवंति ॥

જેમ સિંહ હરણને પકડી ઉપાડી જાય છે તેમ અતિમ સમયે મૃત્યુ માનવીને લઈ જાય છે એ સમયે મરનારના માત તાત કે ભ્રાત અશમાત્ર ભાગ લઈ શકતા નથી

ण तस्स दुक्खं विभयन्ति णाइओ, ण मित्तवग्गा ण सुआ ण बंधवा ।
इक्को सयं पच्चणुहोइ दुक्खं, कत्तारमेव अणुजाइ कम्मं ॥

મરણાસન્ન માનવીના દુખો જ્ઞાતિબધુઓ, મિત્રવર્ગ, પુત્રો કે બાધવો ભાગે પડતુ લઈ શકતા નથી એકલો સ્વય દુખને અનુભવે છે કર્મ સદા કર્તાને અનુસરે છે અર્થાત્ કર્મ કરે તે જ ભોગવે છે

कम्मस्स ते तस्स उ वेयकाले,
न बंधवा बंधवयं उवेंति

કરેલા કર્મોને ભોગવતી વેળાએ તારા બધુઓ બંધુ તરીકે નહિ રહે, અર્થાત્ તારા દુ ખમા સહાયક નહીં બને

थावर जगम चेव, धण धन्न उवक्खर ।
पच्चमाणस्स कम्मेहिं, नाल दुक्खाओ मोयणे ॥

સ્થાવર સપત્તિ અને જગમ સપત્તિ, ધન ધાન્ય કે રાચ રચિલુ વૈભવ, કર્મોથી ખદબદતા તને દુ ખથી બચાવવા સમર્થ થવાના નથી

धम्म च पेसल णच्चा, तत्थ ठविज्ज भिक्खू अप्पाण ।

મહાભાગ પુરૂષ ધર્મને બહુ સુદર માનીને ધર્મને વિષે આત્માને સ્થાપન કરે

अप्पाणमेव जुज्झाइ, किं ते जुज्झेण बज्झओ ।

આત્માની સાથે જ યુદ્ધ કર, બીજાઓ સાથે યુદ્ધ કરવાથી તને શો લાભ છે?

सुअ लद्धु न मज्जइ ।

જ્ઞાનનુ અધ્યયન કરીને અભિમાન ન કરે

सव्व विलविअ गीअ, सव्व नट्ट विडविअ ।
सव्वे आहरणा भारा, सव्वे कामा दुहावहा ॥

બધા ગીતો વિલાપ છે, બધા નૃત્યો વિડબના છે, બધા આભૂષણો એક જાતનો બોજો છે, બધા વિષયો-વિલાસો દુ ખ દાયક છે

( શ્રી ઉત્તરાધ્યયન સૂત્ર )

# ગૃહસ્થાશ્રમમા જીવનકથાની નિર્મળ મીઠી



કાન્તાબ્હેન—મહા પ્રેમીલાબ્હેન ! તમે તો જ્યારે આવુ ત્યારે કંઇક કરતા જ હો

પ્રેમીલા—આવો આવો કાન્તાબ્હેન ! આજે તો મહેરબાની કરી

કાન્તાબ્હેન—હા બેન ! અમે તો આવીએ જ ને, તમે ન આવો

પ્રેમીલા—બેન કાન્તા ! મને ખાસ કામ પ્રસંગ વિના બહાર જવાની ટેવ નથી

કાન્તા—ત્યારે બ્હેન ! તમે તો આખો દિવસ ઘરમા ગોંધા રહો છો મને તો આખો દિવસ ઘરમા ગમે જ નહિ

પ્રેમીલા—બેન, કેમ આપણા ઘરમા ન ગમે ? આપણને ફુરસદ પણ ન હોય ને કામમા દિવસ ચાલ્યો જાય

કાન્તા—ત્યારે આખો દિવસ શુ કામ કરવાનું ?

પ્રેમીલા—કેમ બેન શુ કરવુ ? આપણે સ્ત્રીઓને તો અનેક ઉદ્યમ હોય છે

કાન્તા—બેન ! એવા ઉદ્યમ તો શુ, હું તો એક રસોઇ કરીને કંટાળી જાઉં છુ પછી બીજા ઉદ્યમ ક્યારે કરવાનો ટાઇમ મળે ?

પ્રેમીલા—શુ કાન્તાબ્હેન ! તમે આખો દિવસ રસોઇ જ બનાવો છો

કા તા—ના, એ તો ટાઇમમર જ હોય છે

પ્રેમીના—ત્યારે બીજા ટાઈમમા શુ કરો છો?

કાન્તા—અરે બેન મને તો બીજો ટાઇમ જ મલતો નથી અને કદાચ બપોરે મને તો ઘડી ફરવાનું મન થાય છે

પ્રેમીલા—બેન કાન્તા ! આપણી સ્ત્રીઓનો ધર્મ છે કે આપણે આપણા ઘરનુ દરેક કામ યતનાપૂર્વક આપણે પોતે જ કરવુ જોઇએ અને નવરાશના ટાઇમે આવા ઉદ્યમ કરવાના

કાન્તા—પ્રેમીલાબેન ! આ કામમા તમે કેમ પહોચી શકો છો?

પ્રેમીલા—એમા શુ ? આખા દિવસના ચોવીસ કલાક તેમા આપણે દરેક કામ કરી શકીએ

કાન્તા—ચોવીસ કલાકમા અડધો ટાઇમ રાત્રીનો જ જાય

પ્રેમીલા—શુ આખી રાત સુઇ જ જવાનું?

કાન્તા—ત્યારે રાત્રે શુ કરવાનું?

પ્રેમીના—રાત્રે જ્યારે આપણા કામથી પરવારીએ ત્યારે ધર્મના પુસ્તકો વાચવા

કાન્તા—પણ મને તો ઊંઘ જ ઘણી આવે છે, માટે આઠ વાગતા જ સુઇ જાઉં છુ અને સવારે છ-સાત વાગે ત્યારે ઊઠુ છુ

પ્રેમીલા—અરે બેન કાન્તા ! આમ આટલો ટાઇમ સુઇ રહો તો પછી ન જ બને, બધુ જ રખડી પડે ને?

કાન્તા—ત્યારે તમે કેટલા વાગે સુવો છો અને ક્યારે ઉઠો છો?

પ્રેમીલા—આટલો પ્રમા૦ રાખીએ તો કેમ ચાલે? મને તો આટલો ટાઈમ સુવાનો ન જ પોસાય

કાન્તા—ત્યારે કહોને ક્યારે ઉઠો છો ને સુવો છો?

પ્રેમીલા—જુઓ કાન્તાબ્હેન ! હું તો સવારમા સાડા ચાર

પ્રેમ વિનાનુ નકામુ છું મોટી ઉંમરમા આટલુ શીખી ને દરરોજ ની આવશ્યક ક્રિયા તો જરૂર કરવાની

કાન્તા—ઠીક બેન ! એ તો સમજી મોટી ઉંમરમા પણ પ્રેમ હોય તો આવડે હવેથી હુ દરરોજ ભણવાનું શરૂ કરીશ અને સવાર-સાજ પ્રતિક્રમણ કરીશ પ્રેમીલાબ્હેન ! તમે આજે મને કેટલું સમ જાવ્યુ ! ઘણુ સારૂ થયુ છે હવેથી હું દરરોજ નકામો ટાઈમ નહિ ગુમાવુ તમારી પાસે આવા બોધપાઠ જ શીખીશ



સરલા—કેમ પ્રેમીલાબ્હેન ! આજે હજી ટાઇમ નથી થયો ? અરે તો વાગવા આવ્યા છે

પ્રેમીલા—આવો આવો સરલાબેન ! હુ તૈયાર જ છુ આજે જરા કાન્તાબેન આવ્યા તેથી દસ મીનીટ નીકળી ગઇ

કાન્તા—અહો સરલાબ્હેન ! તમે અને પ્રેમીલાબ્હેન કઇ તરફ જવાના છો કથામા ?

સરલા—અહો કાન્તાબેન ! તમારી મુલાકાત આજે થઇ કેમ બેન છો તો આનદમાને ?

કાન્તા—હા બેન સરલા ! આજે તમે ક્યાં જાઓ છો ?

સરલા—બેન કાન્તા ! અમે કથામા તો જતા જ નથી આવી કથાની ચોપડી તો મે ઘણી જ વાચી અમે તો આજે જૈન મહિલા મ ડળનો મેળાવડો છે, ત્યા જઇએ છીએ

કાન્તા—વાહ મેળાવડો એટલે ટી-પાર્ટી જ ને ? એમા બીજું શુ ?

સરલા—નારે, અમારા મેલાવડામા આવી પાર્ટી તો નહીં જ ત્યા તો ધાર્મિક વિષયો ઉપર વિચારણા અને મ ડલનો કાર્યક્રમ કોઇ નવો ઉદ્યોગ કરવાનો હોય તે.

કાન્તા—વાહ બેન, એ તો સરસ, પણ તમારા જેવા શ્રીમન્ત ને આવી સાદી સાડી તે બેસાવ[illegible]મા તમને શોભે?

સરલા—વાહ બેન, તમે ભલા છો. શ્રીમન્તાઈ શુ સાડીથી જ દેખાય છે? અને શ્રીમન્તાઈ કોને બનાવવાની છે?

કાન્તા—ત્યારે ગરીબ અને તવંગરની ખબર જ શુ પડે? મને તો અમારા થોડા પગારથી ઘરનું માંડ માંડ પુરુ થાય છે ને તેમા પણ પાંચ પચીસ રૂપીઆનો ખાડો પણ પડે છે છતા મને તો આવા સાદા કપડા પહેરીને જવુ તો ન જ ગમે ગમે તેમ થાય પણ દસ-બાર સાડી અને બ્લાઉઝ જોઈએ. બે ડઝન તો રીબીનમા જોઈએ જ

પ્રેમીલા—અહો કાન્તાબેન, આપણી આવક પ્રમાણે જ ખરચો રાખવાનો દોષ શ્રીમંતોની હોડ આપણને કેમ પોસાય?

કાન્તા—ત્યારે શુ એક ગરીબડાની જેવા જ રહેવુ?

સરલા—ના બેન, એમ નથી કે સાડી અને બ્લાઉઝથી શ્રીમન્તાઈ દેખાય જો કંઈક જ્ઞાન અને વિનય હશે તો સાડીની જરૂર જ નથી મહાત્માજી ક્યા ફેશનદાર હતા? છતા એક કેવળ ખાદીથી આખા દેશને વશ કર્યો જેથી કાંઈ સારા જ કપડામા શ્રીમન્તાઈ [illegible]

કાન્તા—બ્હેન સરલા, તમે તો આજે મને ઘણો જ [illegible] આપેલ છે ચાલો બેન, તમારે તો ટાઈમ થઈ ગયો છ [illegible] જવાનો માટે હવે બસ કેમ પ્રેમીલાબેન! હું આ [illegible] શકુ કે?

પ્રેમીલા—વાહ બ્હેન! ઘણી ખુશીની [illegible] છો અમારા મંડળમા જે બ્હેનોને રહેવાની [illegible] શકે છે

સરલા—કાન્તાબેન! ચાલો આજે [illegible]
[illegible]

## ભાગ બીજો

કાન્તા—સરનાબેન છે કે?

સરનાબેન—આવો આવો પધારો કાન્તાબેન! આજે ભુલા પડ્યા કે શું?

કાન્તા—ના બેન! હું તો આજે જલ્દી કામકાજથી પરવારીને તમારી પાસે આવી છું વાહ બેન! મને તો કાંઇ બહુ જ રસ પડ્યો, ખુબજ મજા આવી ને ત્યાં સમજવાનું મળ્યું અને ધાર્મિક બોધ મળ્યો પણ તમે ચાર બહેનોએ શું મંત્રણા કરી એ મને ન સમજાયું

પ્રેમીલા—બેન કાન્તા! એ મંત્રણા આવતા પર્યુષણની આરાધના માટેની હતી

કાન્તા—એમા વળી આરાધનામાં શું વિચારણા કરવાની! પર્યુષણમાં બે વખત માણસો પ્રતિક્રમણ કરે અને બપોરે નવરાશના ટાઇમે સોગઠાબાજી ખેલે આનંદ કરે અને જો કરી શકે તો ઉપવાસ કરે એ જ ને?

પ્રેમીલા—અરે બેન કાન્તા! પજુસણમાં સોગઠાબાજી, ગંજીપે અગર કોઇપણ જાતની રમત કરીને કર્મ ન જ બધાય એતો ધર્મની જ આરાધનાના દિવસો છે

કાન્તા—એ તો ઠીક, પણ એમા પેલું શું કરવું તે તો કહો!

પ્રેમીલા—જુઓ, ગઇ કાલે અમે એજ વિચાર કર્યો કે આવતા પર્યુષણ પહેલા આપણા ગામમા ઘણા સાધર્મિક ભાઇઓને કાંઇ સાધન કે ઠેકાણું જ નથી માટે એવા ભાઇઓ અને બહેનોના માટે અમે એક ફંડ કરેલ છે તેમાથી દરેક વસ્તુ મંગાવી અને જેને જે વસ્તુની જરૂર હોય તે આપવી અને એમને આપણી સાથે આરાધનામા જોડવા એ સિવાય દરેક કાર્યક્રમ કેમ કરવા એ ગોઠવેલ છે

કાન્તા—ત્યારે તેમા શું આપવાનું હોય? પાચ-પચીસ રૂપીયાની વસ્તુ કે બીજુ શું?

સરલા—ના ના બહેન એમના માટે અમે એક હજાર રૂપીઆ એકઠા કરી અને તેમાથી દરેક વ્યવસ્થા કરી છે

કાન્તા—ઠીક બહેન બહુ જ સારૂં આવા મોટા દિવસોમા બીચારા મરીઓને તમે ઘણી જ સારી રીતે સહાય કરીને ધર્મમા જોડો છો એ પણ મહાન ધર્મ જ છે, પણ આમા કાઇ આપણુ નામ થોડુ જ આવે? એ તો ખાનગી ને?

પ્રેમીલા—બેન નામની શી જરૂર છે? પ્રશસાની શી જરૂર છે? આપણે તો લાભ લેવાનો છે ને!

કાન્તા—ઠીક બેન એ પણ પાઠ શીખી પણ આ તમારૂં ઘર જોતાં મને તો આશ્ચર્ય થાય છે મને તો એમ જ થતું હતું કે સરલાબ્હેન આટલા શ્રીમત છે માટે એને ઘરે તો બહુ જ ભપકો હશે અને હું તો અહીંયા આવતા પણ શરમાતી હતી કે આવા શ્રીમતને ઘરે કેમ જવું? પણ અહીં તો મારી ધારણા પ્રમાણે કઇ જ નથી, બીલકુલ સાદુ જ ઘર છે કાઇ મોટા મોટા ફરનીચરો પણ નથી ફક્ત જરૂર પુરતું જ છે

સરલા—અમને એવો ખોટા ખરચો કરીને ભપકા પસદ જ નથી જરૂર પુરતું જ બસ છે અમે તો પરિગ્રહનું પચ્ચક્ખાણ કરેલ છે અમુક પૈસા ઉપર થાય તો શુભ કામમા વાપરી નાખવા

કાન્તા—આ પ્રેમીલાબેન આવ્યા પધારો પ્રેમીલાબ્હેન! તમારા વિના આનદમા ખામી હતી

પ્રેમીલા—અહો આજે કાન્તાબ્હેન! નવાઇની વાત છે

કાન્તા—હા બહેન, મને તો આપણે કાલ જે ધર્મની અને વ્યવહારની ચર્ચા કરી હતી તે બહુ જ ગમી ને આજે

પ્રેમીના—નાર મહેન, દરરોજ આવી રીતે ધર્મબોધ જાણુજો

કાન્તા—મહુ જ ખુશીથી હુ આપની વાણીનો સ્વીકાર કરૂ છુ સરલાબ્હેન આજે મારી આ ખુશાલીના માટે ચા-પાણી ને નાસ્તો મારા તરફથી સ્વીકારો, આ બે રૂપીઆનો નાસ્તો મ ગાવો

સરલા—મ્હેન કાન્તા ! તમે તો તદ્દન ભોળા છો તમારા તરફથી નાસ્તો ઘણી જ ખુશીથી સ્વીકારુ, પણ આ ઘર તે તમારુ જ છે ને ? વળી અમ બજારની કોઇ ચીજ વેચાતી મ ગાવીને ખાતા જ નથી અમારે ક દોઇની વસ્તુની તો સર્વથા બ ધી છે

કાન્તા—શુ કહો છો ! તમે કોઇ વખત બજારની ચીજ ખાતા જ નથી

પ્રેમીલા—ના બહેન સરલાબ્હેન તો બજારની વસ્તુઓ કોઇ વખત ખાતા જ નથી

કાન્તા—ત્યારે તમે શુ આમ વારવાર કોઇ આવે જાય તો શુ કરો ? તાત્કાલિક શુ થાય ?

સરલા—અરે બહેન એમા શુ ? તાજી ચીજ તરત બનાવી લેવાની

કાન્તા—એ આવે ત્યારે આપણે તો આનદની વાતો કરતા હોઇએ તેમા વળી આ માથાફોડ કોણ કરે ? હુ તો ન જ કરૂ રૂપીઆ બે રૂપીઆ ખરચી નાખુ

સરલા—મ્હેન તમે જાણો છો આજ કાલ બજારની બનાવેલ ચીજ બીલ્કુલ સારી મળતી નથી સીંગોના તેલ અને વેજીટેબલ ઘી માટે રોગો જ થાય અને સ્વાદ પણ નહીં જ માટે અમે તો ઘરે જ બનાવીએ

કાન્તા—પણ મારાથી કેમ બને ? એ તો મને આવડતી જ નથી કાચ ભજીયા, ચેવડો, ભેળ તો જેમ તેમ કરી લઇએ

પ્રેમીલા—બ્હેન કાન્તા, સરલાબેન તો દરેક મીઠાઈ એમના હાથે જ એટલી સરસ બનાવે છે કે આપણે જોઈ જ રહીએ અને વળી તાજી, માટે આવી બજારની ચીજ તો નજ ખાવી

સરલા—કાન્તાબહેન, એ તો આપણી સ્ત્રીઓની ચોસઠ કળામાં એ રસોઈની પણ એક કળા છે એ શીખવી જ પડે જુઓ, બજાર માંથી લાવેલ વસ્તુના દોષ બતાવુ પ્રથમ તો ત્યાંનો લોટ જ છ છ માસ બાર મહીનાના પીસેલા નતો ચાળે અને તેને ન તપાસે એવો અભક્ષ્ય લોટ આપણાથી ન ખવાય તેલ પણ બીલ્કુલ ખરાબ ઘી પણ હલકામાં હલકુ આજકાલમાં મગફલીના તેલમાંથી બનાવેલું વન સ્પતિનું વેજીટેબલ ઘી હલકામાં હલકુ એમની દુકાને બીલ્કુલ હલકો માલ હોય માટે આપણી તદુરસ્તી બગડે જેના લઇને જુનેચુકે કોઈની દુકાનેથી લાવેલી ચીજ નજ ખાવી આઠ બાર આનામાં ઘરમાં આખા ઘરને થાય એટલું ચવાણું બને અને બજારમાંથી એક રૂપીઆમાં મુઠી મુઠી જ આવે છે માટે આવો ખોટો ખરચો થાય અને તબીયત બગડે તો બહેન આવુ કામ તો આપણે હાથે જ કરી લેવાનું આપણે બૈરાઓને કામ શુ છે? ફક્ત રસોઈનું જ ને!

કાન્તા—બેન! તમો તો મને સારામા સારો બોધ આપી રહ્યા છો અત્યાર સુધી હું તો આ અને નાસ્તામાં લગભગ મહીના દિવસમાં પચીસ-ત્રીસ રૂપીઆનો ખરચો કરતી હતી તેનું મને આજે જ ભાન થાય છે અરે રે હું પહેલેથી જ તમારા જેવાના સંસર્ગમાં આવી હત તો કેવુ સારૂ થાત!

પ્રેમીલા—ચાલો હવે નવેસરથી શરૂ કરો અને સંસારને સરસ બનાવો અને જીવન ધર્મી બનાવો આવો આવો સુમનબહેન! આ સુમનબહેન આ યા

કાન્તા—કોણ સુમનબાળી? અહો તમે પણ
...આવો છો?

પ્રેમીલા—હા, સુમનબહેન પણ અમારા મડલમા છે

કાન્તા—અહો સુમનભાભી ! તમને આટલા નાના-નાના બાબા-બેબીમા ટાઇમ ક્યારે મળે છે ? હું તો ફક્ત એક બેબી છે છતા તેનાથી કેટલી કટાગી ગઇ છુ ? એનામાથી જ ઊચી જ આવતી નથી

સુમન—અહાહા કાન્તાબહેન, તમે આજે સરલાબેનને ત્યા ક્યાથી પધાર્યા? તમારૂ સ્થાન તો નિરજનાબહેનને ત્યા જ હોય છે એમ હું પણ આ સરલાબહેનના મહિલા-મડળમા દાખલ થઇ છુ ત્યા બહુ જ રસ પડે છે

કાન્તા—એ તો મે' એક જ દિવસમા જોયુ પણ ટાઇમ જ નથી મળતો તમે કેવી રીતે પહોચી શકો છો ?

સુમન—બહેન કાન્તા આપણે બપોરના ટાઇમે શુ કરવાનુ ? મારા બે-બાળકો બેમી ને બાબો તે દરરોજ નિયમિત બાલમદિર જાય છે અને નાના બાબાને આખા દિવસ નિયમસર ત્રણ-ત્રણ કલાકે બરાબર ધવરાવવો અને પછી ટાઇમસર નવરાવી સાફસુફ કરીને સુવાડવાનો એટલે કાંઇપણ અગવડતા મને આવતી જ નથી કદાચ જાગે તો રાતે જરા પાણી પાય એટલે રમ્યા જ કરે મારે મને બરાબર ટાઇમ મળે છે ત્યા મજા પડે છે

કાન્તા—ભાભી ! તમારા બાળકોનુ બધુ જ ટાઇમસર જ કામ કરવાનુ હોય છે એ તો મને નવાઇ જ લાગે છે નાના બાળકો તો ઘણા જ પજવે છે મા-બાપને

સુમન—બેન, એમા મા-બાપની જ ભૂલ ગણાય છે બાળકોના પેલા માસ્તર તો માબાપ જ હોય છે સુકોમલ બાળકોને નાનેથી જેવા સસ્કાર પાડીએ તેવા જ પડે છે બાલ અવસ્થામા જ સારૂ શિક્ષણ મળે તો તે બાળકો માબાપ અને વડીલોનો વિનય અને

આચારને સાચવે અને આગળ ઉપર આપણા દેવ અને ગુરુ તથા ધર્મને પણ જાણીને આચરણ કરે એમા મુખ્ય માતા જ છે માટે તે માને શીખીને બાળકોને કેળવવા જોઇએ

કાન્તા—અહીંયા તો સારામા સારુ જ્ઞાન મળે છે તમો દરેક કેવા સરસ કેળવાયેલા છો મને તો નવાઇ જ લાગે છે બેન

નિરંજના—કાન્તાબેન છે?

સરલાબેન—હા પધારો નિરંજનાબેન આપના પગલા કાન્તા બેનની પછવાડે અમારે ઘેર થયા લાગે છે કહો આ ભપકો કરીને કયા જવા નીકળ્યા છો?

નિરંજના—વાહ સરલાબેન! અમારા જેવા ગરીબ માણસોને ભપકો કેવો? એ તો આપ જેવા શ્રીમંતોનું જ મમ છે

સરલા—ત્યારે આ ફેશનબેન બનીને કયા જાઓ છો એ તો કહો

નિરંજના—સરલાબેન! આજે સિનેમા જોવા જવાનું છે અને આ કાન્તાબેનને બોલાવવા જ આવી છુ કહો આજે સા. પિક્ચ છે તો તમો પણ પધારશો તો આનંદ આવશે.

નિરંજના—અહા સરલાબેન ! આવા શ્રીમંત થઇને આવા પૈસાની ગણત્રી કરો છો ? અમે તો એવા પૈસાને યાદે નથી કરતા

સરલા—બેન નિરંજના ! શું પૈસાને આવી રીતે બોટે માર્ગે વાપરવાના ? જો પુણ્યથી લક્ષ્મી મળી હોય તો તેનો સદ્‌વ્યય કરો આજકાલ કેવો આપણો સમાજ સીદાય છે ? કેટલી જગ્યાએ સ્કૂલો, બોર્ડિંગો, ઉપાશ્રયો અને સાધર્મિક ફંડો વગેરેમાં કેટલી જરૂર છે ? ત્યાં કેટલા જીવો લાભ લઇ રહ્યા છે ! તેમાં લક્ષ્મીનો સદ્‌વ્યય કરવાનો હોય છે અમે તો કેટલું સાદુ જીવન જીવીએ છીએ બીલકુલ આડાઅવળો ખરચો નહીં જ બાર મહીને અમુક રકમ શુભ સ્થળોમાં જ આપીએ છીએ

કાન્તા—બેન નિરંજના, આપણે તો આટલો વખત કાંઇ સમજ્યા નહિ કેવળ મોજશોખમાં જ કાઢ્યો હવે હું થોડા વખતથી આ પ્રેમીલાબેન અને સરલાબેનના સહવાસમાં આવતા મારા જીવનમાં કેટલોક પલટો થઇ ગયો છે માટે આપણે હવે સીનેમા-બીનેમામાં આવવું જ નથી બેન, તું પણ અહીં જ કાલથી આવજે અહીં કેટલું જાણવાનું મળે છે ?

નિરંજના—કાન્તાબેન તમે કેટલા ભલા છો ! પોતે ન જાય ને બીજાને રોકે છે મને તો ચાર-પાંચ દિવસે ફરવા જવું જ પડે તેનું શું ?

પ્રેમીના—બેન નિરંજના ! તમારે ફરવા જવું હોય તો તમે પણ અમારા મંડળમાં આવજો, એટલે તમને પણ કાન્તાબેનની જેમ મજા આવશે

નિરંજના—મંડળમાં વળી શું સમજવાનું હશે ? તમે લોકો દરરોજ દાંડીયા વિગેરે લ્યો છો અને ગાવો છો એ જ ને ?

કાન્તા—ના, ના, બેન ! એમ નથી એમાં તો ઘણું જ સરસ

જાણવાનું મળે છે તમો એકાદ વખત આવો તો સમજાશે, ત્યાં શું શું કાર્યક્રમ અને ઉદ્યોગ થાય છે?

સરલા—હા બેન હાલ અમે એક ઉદ્યોગશાળા કાઢી છે તેમાં કેવું સરસ કામ ચાલે છે? નવા નવા દેશી ઉદ્યોગો થાય છે અને તેમાં કોઈ સામાન્ય બહેનો હોય તે પોતાની કળા વડે ઘરખરચો પણ નીભાવી લે એવી ગોઠવણ કરેલી છે.

નિરંજના—વાહ! ત્યારે હું પણ જરૂર તે જગ્યા જોઈશ. ક્હો સરલાબેન! તમો તો ઘણાજ સારાં દેખાઓ છો, ને તમારું ઘર કેવું સરસ સાદાઈવાળું જણાય છે! બેન! આ રેંટીઓ પણ તમે રાખો છો શું? હવે કાંતો છો?

શુ દોષ લાગે ? કયા આપણે પીસતુ છે ? કોઇ વખત તિથિએ પણ હું તો પીસાવુ છુ, મને તો એવુ યાદે ય ન આવે !

સરલા—અરે બેન ! જૈનશાસન શુ કહે છે? કરવુ કરાવવુ અને તેને અનુમોદવુ ત્રણેને સરખો દોષ લાગે છે જો સારૂં કામ કરવુ કરાવવુ અને અનુમોદવું તેમા સરખો લાભ થાય તો પાપમા પણ સમજી લેવુ જોઇએ કોઇ કામ આપણે બતાવીએ તો તેમા ભાગીદાર આપણે જ થઇએ માટે સરખો જ દોષ લાગે છે

નિરંજના—મને તો આવી કાઇ સમજણ નથી ફક્ત હરવુ-ફરવુ, ખાવુ-પીવુ ને આનદ કરવો એટલુ જ જાણુ છુ

કાન્તાબેન—સરલાબેન ! હું તો તમારી વાત સાભળીને તાજુબ જ બની ગઇ કે તમારા પડોશમા રહેનાર બેન સો રૂપીઆમા સાત માણસોનું પુરૂં કેવી રીતે પાડતા હશે ? મારે તો દોઢસો રૂપીઆમા બે માણસ અને એક નાની બેબી એ ત્રણનું પૂરૂં થાતું નથી, મહીને દિવસે દસ-પદર માથે દેવાના થાય છે અને એ બેન કેમ પૂરુ કરતાં હશે ? છતા કેવા સરસ શ્રીમત ટોય તેવા દેખાય છે

સરલા—એ તો સ્ત્રીઓનું જ કામ છે આવકના પ્રમાણે ખરચો રાખવો એ કાઇ પુરુષો ન જ જાણે 'આ લાવો આ લાવો' એ તો લાવી આપે પણ હીસાબ તો બૈરાઓને જ રાખવાનો છે અમારે આટલી આવક છતાં કોઇ વખત ખોટો ખરચો તો નહીં જ કરવાનો

કાન્તા—કયો ખોટો ખરચો ? મને જરૂર બતાવજો શેના વિના ચાલે ? જુઓ બેન ! એક મહીનાનો જ હિસાબ બતાવુ પ્રથમ તો આઠ-બાર આનાના શાક મરચા વિગેરે નાવાનો સાબુ ધોવાના સાબુ અને એક મહીનામા ટટનેરી એટને બગડી, પીન, પાવડર સ્નો, કકુ, પાયપીન ચપન વિગેરેમા લગભગ મને ઓછામા ઓછા એક મહીને વીસથી પચીસ રૂપીયાનો

ત્રણ-ચાર વખત ચાહ શા માટે કરવો જોઈએ ? તે નકામો ખ ર્ ચ
બાદ સાભળો નાવાના સાબુ અને ધોવાના જુદા, આ બધો જ એ
ખરચો કપડા ધોવાના સાબુથી જ નાવાનું હોય છે અને મહીના
આઠ-દશ રૂપીઆ બૂનેશ્વરના કટલેરીના નકામા શુ કામના ? ફ
કચકડાની બ ગડીઓ એક વખત લઈએ તો લગભગ બાર મહી
સુધી એવી ને એવી સરસ રહે છે ફક્ત ચાર જ આનાની, બા
પીન-ફીનની શી જરૂર છે ? પાયપીનની શી જરૂર છે ? ફક્ત એ
આનાની કાળી ઊનનો દોરો માથામા બાર મહીના ચાલે બેન
સાભળો હુ પાચ વર્ષ પહેના અજારા-ઊના-દીવ જાત્રા કરવા ગઈ
હતી અને દીવમાથી એક સરસ શીંગડાની કાસકી અને દાંતીયો મળી
બાર આનામા આવેલ છે આજ પાચ વર્ષ થઈ ગયા એવા ને એવા
જ છે માટે બેન ! આ રીતે ન વર્તીય આટલામાં બધુ જ સમજી
લેવુ સ્નો અને પાવડરની આપણે શી જરૂર ? સેન્ટ-અત્તર એનાથી
કોઈ શરીરની શોભા અને સુગધી નથી જ થવાની આતો બધુ
ઉપરનું શરીર છે એને સુગધી અને શોભાથી શોભાવવા કરતા
વિનય વડે વડીલોની સેવા અને દેવગુરુની ભક્તિ કરો અને સત્યરૂપી
સુગધ વડે સુગધિત કરો શીયળના શણગારથી શણગારો, એટલે
આ સુગધી અને શણગાર દુનિયામા ફેલાઈ જાય અને આપણા
આત્માની ઉન્નતિ પણ થાય બેન ! માફ કરજો અમે તો કોઈ
વખત ઝીણા અને સુંવાળા ચપલ પણ પહેર્યાં નથી દહેરાસર જતા,
ઉપાશ્રય જતા અને પ્રતિક્રમણ કરવા જતા ચપલ પહેરતી જ નથી
ફક્ત તાપની ઋતુમા અગર કોઈ વખત કોઈના ઘરે જવાનું હોય
તો જ તેનો ઉપયોગ થાય છે તે પણ સાદા અને વર્ષો સુધી ચાલે
તેવા જ હોય છે બેન ! જેમ જેમ સુનાયમ અને ફેન્સી ચપલ હોય
તેમ તેમ તે ઘણા દોષનું કારણ બને છે બેન ! તમે નહિ જાણતા
હો ! મુલાયમ ચપલ જીવતા નાના નાના વાછરડાની ચામડીથી
બને, એક દિવસના જન્મેલા વાછરડાને ગરમ ધગધગતું પાણી તેના

ઉપર નાખીને મારવામા આવે છે એના ચામડાથી જ ચપલ બના
ઘમ બને છે માટે એવા ચપલ તો ન જ વપરાય તે ધ્યાનમા
રાખજો ભુનેચુકે ન લેના સ્ત્રી એ તો ગૃહની દેવી છે એના
હાથમા બધુ ઘરનું તંત્ર હોય છે, માટે જેવુ તેને દીપાવો તેવુ સરસ
દીપે, અને સુસંસ્કારી ગૃહ બને. બેન ! માફ કરજો તમને જરા
મનદુખ થાશે, પણ બેન ! આવી રીતે જીવનમા નિરાત કે શાન્તિ
ન જ મળે આજથી નવેસરથી શરૂ કરો અને આ ગૃહસ્થ જીવ
નમા પણ ઘણુ જાણવાનું છે કાન્તાબેન ! તમને સરલાબેન બરો
બર સમજાવશે, અને તમને ઘણા જ લાભ થશે. હું પણ આવી
રીતે જ ખરચો કરતી હતી આ સરલાબેને જ મને સરસ સમજણ
આપી છે

નિરંજના—પ્રેમીલાબેન ! તમારી આ વાત સાભળી અને હું
તો આશ્ચર્ય પામી ગઇ મે તો આમાનુ કાઇ જ વિચારેલ નથી
ફક્ત આનંદ અને મોજ-શોખ જ કરેલ છે માટે મહેરબાની કરી
આજે મને આપના આખા દિવસનો કાર્યક્રમ જણાવવા કૃપા કરો,
એટલે હું અને કાન્તાબેન અમારા જીવનનો પલટો કરીને જીવ
નને સુધારીએ

સરલા—બેન ! સાભળો આ પ્રેમીલાબેનનો કાર્યક્રમ હું
બતાવુ છુ એ દરરોજ સાડા ચાર વાગે ઉઠે અને સવારે પ્રતિ
ક્રમણ કરે અને નિત્ય નિયમ કરી પછી સાડા પાચ વાગે [illegible]
કચરા વિગેરે લઇ પછી દર્શન કરવા જાય છે, અને પછી છ
વાગે ઘરના કામમાં ગુંથાઇ તે સાડા આઠ વાગતા [illegible]
નહાવુ-ધોવુ કપડા ધોવા અને ખાવા-પીવાને તૈયાર કરી
રસોઇ કરીને વ્યાખ્યાનમા જાય છે ત્યાં જઇ પૂજા [illegible]
નમા એક સામાયિક કરી અને પછી દસ વાગે ઘરે
આવીને સાડા દસ વાગના ખાવા-પીવાને [illegible] નાની

બેબીને બાનમાં રમા અને અમારા સાહબને અગીઆર વાગતા જમા ડી પછી પોતે જમી રસોડાથી પરવારી વાસણ વિગેરે સાફ કરી બરાબર એક વાગતા ટાઇમ મેળવીને મારે ત્યાં કોઇ વખત આવે અને અમો સાથે જ ઉપાશ્રયમા પૂજ્ય સાધ્વીજી મહારાજ ઊપદેશ સાર વાચે છે ત્યા ઉપાશ્રયમા જઇને એક સામાયિક કરીને પછી ગાથા લઇને ત્રણ વાગતા ઘરે આવીએ છીએ ત્રણ પછી ઘરના કામમા એકાદ કલાક રહી પછી સાજના પાચ વાગતા રસોઇ તૈયાર કરી છ વાગતા રસોઇ–પાણી જમવાનું પતાવી અને વાસણ સાફ કરીને પછી સાડા છ–સાત વાગતા પ્રતિક્રમણ કરવા જવાનું અને ત્યારબાદ અડધા કલાક સાધ્વીજી મહારાજ સરસ સમજાવે છે, તે જાણીને પછી ઘેર આવીને ઘરકામથી પરવારીને રાત્રે ગાથા ગોખ વાની ગાથા થઇ જાય તે પછી કોઇ ધર્મનું પુસ્તક વાચી અને સાડા નવ વાગે સુવાનું આ રીતે પ્રેમીનાબેનનો દરરોજનો કાર્યક્રમ આમા અમને ફરવા જવુ, અને સીનેમા જોવા જવુ, અને કોઇના ઘરે બેસવા જવુ એ ટાઇમ જ નથી ને? માટે બેન તમે પણ આ પ્રમાણે સમજી જીવનને ધર્મી અને સદાચારી બનાવો

અરે બેન! પ્રેમીનાબેન તો કપડા પણ હાથે જ સીવે છે

કાન્તા—આ હા હા! આજે જ મને નવુ જાણવાનું મળ્યુ બેન! તમારા ઉપકારને કોઇ વખત નહીં જ ભુલું દરરોજ તમારી પાસે આવીશ અને એકાદ મહીનામા હુ પણ તમારા જેવુ જ સરસ ગૃહસ્થ જીવન જીવીશ બેન! ક્ષમા તસ્દી માફ કરજો

સરલા—વાહ બેન! તસ્દી શેની? અમે અમારી ફરજ બજાવીએ અમો તો એ જ કામનો ઉદ્યમ કરીએ છીએ બેન પૂજ્ય સાધ્વીજી જિતેન્દ્રશ્રીજીએ જિનેન્દ્ર ગુણમાળા નામની ચોપડી છપાવી છે, તે ખાસ વાચવા લાયક છે અને શીખવા લાયક છે ભાવગ્રાહી પ્રાચીન સ્તવનો, સજ્ઝાયો અને બીજો અદર ઘણો જ સારો સગ્રહ

થતન છે, માટે આવા સારા સારા પુસ્તકો વાચવા અને નકામો ટાઇમ ન ગાળવો એ જ આ ગૃહસ્થ જીવનમાંથી સાર મેળવવાનો છે

કાન્તા—હા બેન! જરૂર એવા પુસ્તકોને વાચીશ અને જીવનને ઉજ્જ્વળ બનાવીશ આપનો ઉપકાર કોઇ વખત નહીં જ ભૂલું બેન! જય જિનેન્દ્ર!

સરલા—બેન પધારજો, જય જિનેન્દ્ર!



# સોનેરી સુવાક્યો

૧ મુક્તિસુખની મોઝ માણવા માટે ધર્મ

૨ ભવરૂપી સિંધુ તરવા માટે સમકિતરૂપી જહાજ

૩ સંસારનો ફંદ કાપવા માટે નવપદનો જાપ

૪ જીવનને ધર્મદિશા તરફ લાવવા જિનવાણી

૫ જીવનનું ચારિત્ર્ય ઘડતર બનવા માટે સદાચાર

૬ આહાર અને રમની સંજ્ઞા જીવની ડાકણ છે

૭ તૃષ્ણા ચતુરને પણ મૂર્ખ બનાવે છે

૮ જીવન-સંગ્રામ કર્મનું કાસળ કાઢવા માટે છે

૯ ગુસ્સો એ એક પ્રકારનો તાવ છે

૧૦ ઉત્સાહ પત્થરને પણ વશ કરે છે

૧૧ મુક્તિના અભિલાષીને નિરંજનનાથના નામની જપમાળાના જાપ માટે મનુષ્યભવ જેવો એકેય ભવ નથી.

૧૨ મૃત્યુલોક અને મોક્ષ વચ્ચે જવા માટે જો કોઇ પુલ હોય તો તે 'ક્ષમા' છે

૧૩ તત્ત્વજ્ઞાન અને એના રચયિતા તે આત્મમોક્ષ

૧૪ ક્રોધ તે અગ્નિની જ્વાળા 'ક્ષમા' તે જળનો ફુવારો

૧૫ વિષયની તૃષ્ણાનો નાશ કરે તેનું નામ જ સાચું જ્ઞાન
૧૬ દુખનું મૂળ મમતા અને સુખનું મૂળ સમતા છે
૧૭ મૌનથી ક્લેશ બંધ થાય છે
૧૮ મૌનથી જીભ ઉપર કાબુ આવે છે
૧૯ મૌનથી વાચિક પાપ બંધ થાય છે
૨૦ મૌનથી શ્વાસોશ્વાસ ઓછા લેવાય છે
૨૧ મૌનથી મૂર્ખતા પ્રગટ થતી નથી
૨૨ મૌનથી મૃષાભાષણ બંધ થાય છે
૨૩ મૌનથી મનોબળ વધે છે
૨૪ મૌનથી વાયુકાયના જીવોનું રક્ષણ થાય છે
૨૫ કોઈના અહિત વખતે મૌન રહેવું
૨૬ કટુ વચનોચ્ચાર વખતે મૌન રહેવું
૨૭ ક્રોધ વખતે મૌન રહેવું
૨૮ ચૌદ રાજલોકના વિષય-સુખને રાખના પડીકા જેવા સમજવા
૨૯ કર્મકાષ્ટને કાપવા માટે તપ તે અમૂલ્ય સાધન છે
૩૦ આત્મામાં રહેવું ઘોર અજ્ઞાન એ જ અમાવાસ્યાનો સાચો અંધકાર
૩૧ મગજ આરામરૂપી ચાવીથી ચાલે છે
૩૨ મીઠા ભોજન વાપર્યા બાદ મોઢામાંથી કડવો શબ્દ નીકળે તો મીઠું ભોજન કલંકિત બને છે
૩૩ મનુષ્યભવની જેટલી લ્હેર તેટલો દુર્ગતિનો કાળોકેર
૩૪ કાલરાજા (મૃત્યુ) ટપાલી જેવો છે
૩૫ જેમ ગામ છોડયા વિના પરગામ જવાતું નથી તેમ રાગ છોડયા વિના વીતરાગ કેમ થવાય ?

— સમાપ્ત —